॥ श्री वर्द्धमानस्वामिने नमः ॥

આગમરહસ્યજ્ઞાતા, આગમતત્ત્વ પ્રૌઢ વિવેચક આગમ
વ્યાખ્યાતા, ગીતાર્થ મૂર્ધન્ય, આગમવાચનાદાતા,
પરમપૂજ્ય ધ્યાનસ્થસ્વર્ગત, આગમોદ્ધારક

આ૦ શ્રી આનંદસાગર સૂરીશ્વરજી મ૦ના
તાત્ત્વિક વ્યાખ્યાનોના સંકલનરૂપ

# શ્રી
# આગમ-જ્યોત

( દશમું વર્ષ )

आगमज्ञो हि गीतार्थः

વીર નિ સ.
૨૫૦૧
પ્રથમાવૃત્તિ.

મૂલ્ય
આ . ઠ...રૂ...પી...યા

જિન કેવલી પૂરવધરવિરહે, ફણીસમ પંચમ કાળજી,
તેહનું ઝેર નિવારણ મણિસમ તુજ આગમ તુજ બિંબજી

પ્રકાશક :
રમણલાલ જેચંદભાઈ
કાર્યવાહક :
શ્રી આગમોદ્ધારક ગ્રંથમાળા
કાપડબજાર
મુ૦ કપડવંજ (જિ ખેડા)

પુસ્તક પ્રાપ્તિસ્થાન :
પં. હરગોવનદાસ એસ. શાહ
મી. ગુ. જૈન ઉપાશ્રય
દલાલવાડો
મુ૦ કપડવંજ
( જિ. ખેડા )

## ન....મ્ર....નિ....વે....દ....ન

* આગમજ્યોત પ્રતિવર્ષ આસો સુદ પૂર્ણિમાએ (ચાર અંક ભેગા) પુસ્તકરૂપે પ્રગટ થાય છે.
* વાર્ષિક લવાજમ યોજના બંધ કરી પૂ. સાધુ-સાધ્વીજી મ૦ અને જ્ઞાનભંડારો તથા તત્ત્વરુચિ ગૃહસ્થોને ભેટ અપાય છે.
* સ્થાયી કોષની યોજના ચાલુ છે, જેમાં ઓછામાં ઓછા રૂ. ૧૦૧) લેવાય છે.
* છૂટક ભેટ યોજનામાં પાંચ રૂ. કે તેથી વધુ ગમે તે રકમ સ્વીકારાય છે.

મુદ્રક :
શ્રી શક્તિ પ્રિન્ટરી
ઠક્કર પોપટલાલ ગોકળદાસ
ઘીકાંટા રોડ, અમદાવાદ-૧

ટાઈટલ પ્રિન્ટીંગ :
દીપક પ્રિન્ટરી
રાયપુર દરવાજા બહાર
અમદાવાદ.

श्री वर्द्धमानस्वामिने नमः

# પ્રકાશક તરફથી

દેવ-ગુરૂ-કૃપાએ પરમ પૂજ્ય આગમોદ્ધારક આચાર્યદેવશ્રીના તત્ત્વગહન અર્થગંભીર વ્યાખ્યાનો આદિ સામગ્રીના સંકલન્ રૂપે પ્રતિવર્ષ આસો સુદ ૧૫ ના દિવસે પ્રગટ થતું "**આગમજ્યોત**" પ્રકાશન દસમા વર્ષમાં પ્રવેશ કરે છે, એ અમારે મન ખુબજ આનંદની વાત છે.

અમારા ગજા-શક્તિ-બહારનું આ કાર્ય સ્વ. પૂ. ગચ્છાધિપતિશ્રીના મંગલ આર્શિવાદ અને પુ. સાગર સમુદાયના પૂ. સાધુ-સાધ્વી ભગવંતોના ઉપદેશ-પ્રેરણાથી તથા તત્ત્વરૂચિ જૈન શ્રી સંઘો, ગૃહસ્થો આદિના સહકારથી અમે આ પ્રકાશન કરી શક્યા છીએ.

અમારી ગ્રંથમાળા હસ્તે પૂ. આગમોદ્ધારક આચાર્ય દેવ ભગવંતની નાની મોટી દરેક કૃતિ એકવાર પ્રકાશિત થઈ જિજ્ઞાસુઓના હાથમા પહોંચે તેવી મંગલ ભાવનાથી દોરવાઈને સ્વ. પૂ. ગચ્છાધિપતિશ્રીની દેખરેખ તળે પિસ્તાલીશ પ્રકાશનો થયાં છે. તે દરેક કરતાં આ પ્રકાશન વધુ મહત્વનું છે.

આ પ્રકાશનમાં તત્વદૃષ્ટિની કેળવણી અને આગમિક પદાર્થોની છણાવટ વિશિષ્ટ રીતે છે. તેથી અધિકારી જિજ્ઞાસુ અને વિદ્વાન તત્વજ્ઞ વાચક વર્ગ માટે આ પ્રકાશન બત્રીશ જાતના ભોજન-સામગ્રી પીરસેલ થાળ જેવું મહત્ત્વપૂર્ણ સાબિત થયુ છે.

પ્રસ્તુત પ્રકાશનમાં પરોક્ષ અને અપરોક્ષ રીતે સહાય આપનારા સહૂની ગુણાનુરાગભરી અનુમોદના કરવા સાથે વિશેષમાં જણાવવાનું કે-આ પ્રકાશનના આર્થિક ક્ષેત્રને સુસમૃદ્ધ બનાવવા ખંતભર્યો શ્રમ ઉઠાવનાર પ. પં. શ્રી **સૂર્યોદયસાગરજી** મ.શ્રીના ધર્મપ્રેમની બહુમાનભરી અનુમોદના.

આ પ્રસ્તુત પ્રકાશનના સંપાદનની જવાબદારી સ્વીકારી સર્વાંગસંપૂર્ણ [illegible] અધ્યાત્મરસિક પૂ. પં. પરમતપસ્વી, શાસનસંરક્ષક ઉપાધ્યાય ભગવંત શ્રી ધર્મસાગરજી મ. શ્રીના શિષ્યરત્ન પૂ. પં. શ્રી અભયસાગરજી મ. શ્રીને અત્યંત આદરભરી વંદનાઞ્જલિ.

આ [illegible] પ્રકાશનને પગભર બનાવવા માટે ઉપદેશ-પ્રેરણા આપનાર પૂ. સાધુ-સાધ્વીજી ભગવંતો તથા શ્રી જૈનસંઘ અને સદ્‌ગૃહસ્થો આદિની [illegible] હાર્દિક સદ્‌ભાવના ભરી અનુમોદના

તેમાં ખાસ કરીને પૂ.આ. દેવશ્રી હેમસાગરસૂરીશ્વરજી મ. પૂ. આ. દેવ શ્રી દેવેન્દ્રસાગરસૂરીશ્વરજી મ. પૂ. પં. શ્રી કંચનસાગરજી મ. પૂ. પં. શ્રી દોલતસાગરજી મ. પૂ૦ પં. શ્રી યશોભદ્રસાગરજી મ.પૂ.પં. શ્રી સૌભાગ્યસાગરજી મ. પૂ. મુનિશ્રી ગુણસાગરજી મ. પૂ. મુનિશ્રી અભ્યુદયસાગરજી મ. પૂ. મુનિશ્રી મહાયશસાગરજી મ. પૂ. મુનિશ્રી સુધર્મસાગરજી મ. આદિ મુનિ ભગવંતો તથા સાગર સમુદાયના સર્વ સાધ્વીગણ. આપવા [illegible] અનેક સામગ્રી ઉદારભાવે આપનાર શ્રી ચંદ્રસાગરસૂરીશ્વરજી જ્ઞાનમંદિર. ઉજ્જૈનના કાર્યવાહક શ્રી કુંદનલાલજી મા. આદિ અનેક પુણ્યવાન ગૃહસ્થો આદિ ચતુર્વિધ શ્રી સંઘના ધર્મપ્રેમભર્યા સહયોગની [illegible] સાદર નોંધ લઈએ છીએ.

[illegible] નિઃસ્વાર્થ [illegible] શ્રી પરશોત્તમદાસભાઈ [illegible] અભય [illegible] સમૃદ્ધિ જ્ઞાનમંદિર કપડવંજ [illegible] બાબુલાલ [illegible] શાહ [illegible] શ્રીભાઈ [illegible] [illegible] જૈન [illegible] [illegible] મિસ્ત્રીના [illegible]

ટાઈટલ પેજ આદિનું સુંદર સ્વચ્છ કામ કરી આપનાર **દીપક પ્રીન્ટરીના** કાર્યવાહકો આદિ સઘળા સહયોગી મહાનુભાવોની કૃતજ્ઞતાપૂર્વક સ્મરણાંજલિ.

છેલ્લે આ પ્રકાશનમાં છદ્મસ્થતાના કારણે જે કંઈ ક્ષતિઓ રહેવા પામી હોય તે માટે ક્ષમા યાચના સાથે પુસ્તક પ્રકાશનનો સદુપયોગ કરી પુણ્યવાન વિવેકી આત્માઓ જીવનને તત્ત્વદૃષ્ટિ-સંપન્ન બનાવે એ મંગલ કામના.

વીર નિ. સં. ૨૫૦૧<br>વિ. સં. ૨૦૩૧<br>ભા. વ. ૧૦<br>સોમવાર

નિવેદક<br>મુખ્ય કાર્યવાહક<br>**શ્રી આગમોદ્ધારક ગ્રંથમાળા**<br>કપડવંજ

## નમ્ર વિજ્ઞપ્તિ

નમ્ર વિજ્ઞપ્તિ સાથે જણાવવાનું કે ચાલુ સાલમાં અતિ-વૃષ્ટિ, પોસ્ટની અનિયમિતતા, તથા પ્રુફો મોકલવા-તથા પાછા મેળવવામાં થતો વિલંબ તથા અન્ય મુશ્કેલીઓ જે અનિવાર્ય હોવાના કારણે "આગમ જ્યોત" આસો સુદ ૧૫ શરદ પૂર્ણિમાના રોજ પ્રગટ થવામાં વિલંબ થયો છે, તે બદલ હાર્દિક ક્ષમાપના.

—સંપાદક

નમઃ શ્રી જૈનશાસનાય

# સંપાદકીય

જિનશાસનની મંગળકારી આરાધના તત્ત્વદૃષ્ટિના સુમેળથી વધુ સ્વ-પર-હિતકારી નિવડે છે.

જ્ઞાનીઓની અનુભવ-સત્ય આર્ષવાણીનો સાક્ષાત્કાર દિન-પ્રતિદિન થઈ રહ્યો છે-કેમકે અદ્વિતીય આગમ-વ્યાખ્યાતા આગમ-જ્યોતિર્ધર, તાત્વિક પદાર્થોની ઝીણવટ ભરી છણાવટ કરનારા પરમપૂજ્ય **આગમોદ્ધારક આચાર્ય-દેવશ્રી**ના સેંકડોની સંખ્યામાં થપ્પીબંધ રહેલ વ્યાખ્યાનોના લખાણના વિશાળ જથ્થાને સુવ્યવસ્થિત કરી તત્ત્વ જિજ્ઞાસુઓ લાભ લઈ શકે તેવા રૂપે રજુ કરવા માટે વાત્સલ્યસિંધુ કરુણાવારિધિ સ્વર્ગસ્થ **પૂ. ગચ્છાધિપતિશ્રીએ** વિ. સં. ૨૦૨૨માં જ્યારે સેવકને **"આગમજ્યોત**ના સંપાદનની જવાબદારી સોંપેલી, ત્યારે તો છે તેને વ્યવસ્થિત કરી તૈયાર કરવાનું સામાન્ય કામ સમજી પૂ. **આગમોદ્ધારક આચાર્યદેવશ્રી**ના લાડીલા લઘુશિષ્ય પૂ. પં. શ્રી **સૂર્યોદય સાગરજી** મ.ની હુંફ અને વિવિધમુખી સહકારના બળે સ્વીકારેલી.

પણ દશવર્ષના અનુભવના નીચોડરૂપે સમજાય છે કે-તત્ત્વદૃષ્ટિના ઘડતર વિના આ કાર્ય શક્ય નથી અને તત્ત્વદૃષ્ટિનું ઘડતર પૂ. આગમોદ્ધારક આચાર્ય ભગવંતશ્રીના તાત્વિક લખાણોના વારંવાર પરિશીલનથી સુશક્ય બન્યું.

પરિણામે મને પોતાને જિનશાસનની સફળ આરાધનાના રસાસ્વાદનું સૌભાગ્ય મળ્યું,

એ રીતે પ્રસ્તુત સંપાદન અત્તરના વેપારીને બીજાને માલ બતાવવા જતાં પોતાને પણ સુગંધ મળી રહે તેમ તત્વરૂચિ જિજ્ઞાસુ જીવોના ઉદ્દેશ્યથી પૂ. સ્વ. ગચ્છાધિપતિશ્રીની આજ્ઞાના બહુમાન સાથે કરાયેલ આ પ્રયત્ન મને પોતાને પણ સંયમશુદ્ધિ અને જીવન-જાગૃતિમાં અચૂક સહાયક નીવડયો છે.

એ રીતે આવાં મહાપાવન કાર્યની જવાબદારી સોંપનાર પૂ. **ગચ્છાધિ-પતિશ્રીને** આ ક્ષણે ભક્તિ-ભર્યા હૈયાથી ભાવભરી શ્રદ્ધાંજલિ સમર્પું છું.

વળી આગમિક ગહન પદાર્થોની ઉંડી છણાવટ તર્કપ્રધાન શૈલિથી વારંવાર આવે તેવા તાત્વિક વ્યાખ્યાનોનું સંપાદન કરી મારા ગજાબહારની-

ચીજ છતાં દેવ-ગુરુ-પ્રતાપે જિનશાસનની શ્રદ્ધાબળે પરમારાધ્ય શ્રી પંચ-પરમેષ્ઠીઓની ચરણકૃપાથી તેમજ શાસ્ત્રૈદંપર્યબોધક વાત્સલ્યવારિધિ પૂ. સ્વ. **ગચ્છાધિપતિશ્રી**ની મંગળ આશિષ અને મારા જીવનના ઘડતરના અનન્યશિલ્પી, પરમોપકારી મહાતપસ્વી, પરમારાધ્ય પૂ. **ઉપાધ્યાય ભગવંત** ગુરુદેવશ્રીના કૃપા-કટાક્ષ પ્રતાપે યત્કિંચિત્ સફળતાના પંથે પગલાં માંડી શક્યો છું, એમ અનુભવથી સમજાય છે

આ ઉપરાંત પ્રસ્તુત સંપાદનની સફળતામાં નીચેના મહાનુભાવોના કરુણાભર્યા ધર્મ-સહયોગની નોંધ નમ્રાતિનમ્રભાવે કૃતજ્ઞતાપૂર્વક લઉ છું.

પૂ. આગમોદ્ધારક આચાર્યદેવશ્રીના ઉપસંપદા-પ્રાપ્ત, શિષ્યરત્ન વિદ્દદ્વર્ય પૂ. પં. શ્રી **કંચનસાગરજી મ.**

જેઓની મમતા, લાગણીભરી વિવિધ સૂચનાઓ અને કાર્યલક્ષી માર્મિક શૈલિ આદિએ સંપાદન કાર્યને સફળ બનાવ્યું છે.

પૂ. આગમોદ્ધારક આચાર્યદેવશ્રીના લઘુશિષ્યરત્ન, કર્મગ્રંથાદિ-વિચાર-ચતુર સહૃદયી પૂ. પં. શ્રી **સૂર્યોદય સાગરજી મ.**

જેઓએ વિવિધ હાર્દિક પ્રેરણાઓ, આર્થિકક્ષેત્ર મને નિશ્ચિત બનાવનાર ભવ્ય યોજનાઓ અને તાત્વિક સામગ્રીની ભવ્ય ગોઠવણીની રૂપરેખા આદિદ્વારા મારા કાર્યભારને હળવો બનાવેલ છે.

**પરમપૂજ્ય શાસન પ્રભાવક પૂ. આ. શ્રી હેમસાગર સૂરીશ્વરજી મ.**

જેઓએ નિર્વ્યાજ ધર્મસ્નેહ અને અંતરની લાગણી સાથે પૂ. આગમો-દ્ધારકશ્રીની શ્રી **તત્ત્વાર્થસૂત્રની** વાચનાની આખી પ્રેસકોપી સાદર મને આપી, તે ઉપરાત બીજી પણ ઘણી મહત્ત્વની સૂચનાઓ દ્વારા યોગ્ય સહકાર આપ્યો છે.

૦ પરમ પૂજ્ય ગુણગરિષ્ઠ ધર્મસ્નેહી મુનિરત્ન શ્રી ગુણસાગરજી **મહારાજ**

જેઓની વિવિધ હાર્દિક મમતાભરી સૂચનાઓથી સંપાદનનુ કાર્યક્ષેત્ર વધુ નિર્મળ થયું..

આ ઉપરાંત આ સંપાદનમાં આજ્ઞા થતાંની સાથે નાની-મોટી દરેક જાતની કામગીરી કરી વિનીતભાવ દર્શાવનાર ધર્મસ્નેહી મુનિશ્રી: **અશોક**

સાગરજી મ. મુનિશ્રી નિરૂપમસાગરજી મ. મુનિશ્રી રવીન્દ્રસાગરજી મ. બાલમુનિશ્રી પુણ્યશેખર સાગરજી મ. આદિ અનેક મહાનુભાવોના સહયોગના ફળરૂપે આ સંપાદન વ્યવસ્થિત થઈ શકયું છે.

યથાશકય જાગૃતિ રાખી પૂ. આગમોદ્ધારક-આચાર્યદેવશ્રીના આશય-વિરુદ્ધ કંઈ ન થાય તેની તકેદારી રાખવા છતાં છદ્મસ્થતાના કારણે જિનાજ્ઞા કે પરંપરા વિરુદ્ધ કંઈ સંપાદન થવા પામ્યું હોય, તો તે બદલ ચતુર્વિધ શ્રીસંઘ સમક્ષ હાર્દિક મિથ્યા-દુષ્કૃત દેવા સાથે પુણ્યવાન તત્ત્વરૂચિવાળા જિજ્ઞાસુ મહાનુભાવો આ પ્રકાશનને જ્ઞાની-ગીતાર્થ ગુરુ ભગવંતની નિશ્રાએ વાંચી-વિચારી અંતરંગ તત્ત્વદૃષ્ટિની સફળ કેળવણી કરી સંપાદકના અનુભવની જેમ પોતે પણ જિનશાસનની રસાસ્વાદ પૂર્વક સફળ આરાધનાનો લાભ લેવા ભાગ્યશાળી બને, એજ મંગળ અભિલાષા...

| | |
|---|---|
| વીર સં. ૨૫૦૧ | નિવેદક |
| વિ. સં. ૨૦૩૧ | શ્રી શ્રમણસંઘ સેવક |
| ભાદરવા વદ ૧૦ | પૂ. ઉપાધ્યાય તપસ્વી ગુરુદેવ |
| મંગળવાર | શ્રી ધર્મસાગર ગણિવર ચરણસેવક |
| જૈન ઉપાશ્રય | અભયસાગર |
| ભટેવા પાર્શ્વનાથ તીર્થ | |
| મુ: ચાણસ્મા (ઉ. ગુ.) | |

જેઓશ્રીએ

૭૫ વર્ષની અતિવૃદ્ધવયે ગેસ ટ્રૂબલના જીવલેણ હુમલા વખતે પણ

જીવન-સંધ્યાના છેલ્લા ૧૫ દિવસ

અર્ધ-પદ્માસને ધ્યાનસ્થ દશાએ રહી

વિષમ કલિકાલે પણ અનશનની ઝાંખી કરાવી

તે

**પરમપૂજ્ય આગમમર્મજ્ઞ આગમવાચનાદાતા આગમોદ્ધારકશ્રી**



ધ્યાનસ્થ સ્વર્ગત

## પૂ. આ. શ્રી આનંદસાગર-સૂરીશ્વરજી મહારાજ

(પૂજ્ય આગમોદ્ધારકશ્રી છેલ્લા ૧૫ દિવસ ધ્યાનસ્થ મુદ્રાએ રહેલ તેનું મૌલિક દૃશ્ય)

(પૂ. આગમોદ્ધારકશ્રીની પાછળના ભાગે

પૂ. ગચ્છાધિપતિશ્રી [ચશ્માવાળા] દેખાય છે.)

# શ્રી

# આ....ગ....મ....જ્યો....ત

વર્ષ–૧૦

પુસ્તક ૧-૨-૩-૪

## વિ....ષ....ય....દ....ર્શ....ન



## પુસ્તક ૧ લું

પૃ. ૧ થી ૬૪

卐

## પુસ્તક—૨
### પૃ૦ ૧ થી ૪૦



卐

## પુસ્તક—૩
### પૃ૦ ૧ થી ૫૨

## ૦ ધર્મની મહત્તા પૃ૦ ૨૬ થી ૩૮



## પુસ્તક—૪

### પૃ૦ ૧—૨૮

## હૈયાનો ઝંકાર
### ૮ થી - ૧૯



## ગુરુ ચરણમાંથી મળેલું
### પૃ. ૨૦ થી ૨૮

# આગમ જ્યોત

| વીર નિ. સં. | | વિક્રમ સં. |
|---|---|---|
| ૨૫૦૧ | | ૨૦૩૧ |
| વર્ષ | | પુસ્તક-૧ |
| ૧૦ | | માહ |


केवलिपण्णत्तो धम्मो
लोगुत्तमो

## કેવલીભાષિત-ધર્મની લોકોત્તમતા

જગતભરમાં આસ્તિક અને નાસ્તિક એવી રીતે દર્શનના બે વિભાગો ગણવામાં આવે છે.

તેમાં નાસ્તિક વર્ગ તો દેવને કે ગુરૂને નામાંતરે પણ માનવા તૈયાર નથી હોતો, પરંતુ ધર્મને તો કામને નામે પણ માને છે, અર્થાત્ નાસ્તિકોના મતે સંસારનું સૌભાગ્ય એજ ધર્મ ગણવામાં આવેલો છે.

એટલે સાદા શબ્દોમાં એમ કહી શકાએ કે દુર્ગતિના સાધનોની પ્રાપ્તિને જ નાસ્તિક દર્શનો ધર્મના નામે ધપાવે છે.

જ્યારે આસ્તિક તરીકે ગણાતા દર્શનોમાં જો કે ઘણો ભાગ તો ધર્મને માનવાની સાથે દેવ અને ગુરૂ એ બે તત્ત્વોને માનનારો હોય છે, છતાં વૈદિક જેવા દર્શનકારો સર્વજ્ઞપણાદિકને નહિં માનનારા હોઈને વાસ્તવિક દેવતત્ત્વને માનનારા હોતા નથી અને કેટલાક

દર્શનકારો વર્ણની શ્રેષ્ઠતાના પોકારમાં પડેલા હોવાથી ત્યાગી ગુરૂ–સંસ્થાને પણ માનવાવાળા હોતા નથી.

છતાં સર્વ આસ્તિક દર્શનકારોને ધર્મરૂપી તત્ત્વ તો માનવાની ફરજ પડે છે અને તે માને પણ છે.

સર્વ આસ્તિક દર્શનકારો સંસારનું પર્યટન કરનારો જીવ છે એવું માનતા હોઇને સંસારના પર્યટનમાં ભવિષ્યની ખરાબ જીંદગી ન મળે અને સારી જ જીંદગી મળે એવા પ્રયત્નો અને આ બંનેને ધર્મ તરીકે ગણવાને માટે તૈયાર રહે છે. આ ધ્યેયને અનુસરીનેજ સર્વ આસ્તિક દર્શનકારો यतोऽभ्युदयनिःश्रेयससिद्धिः स धर्मः એવી રીતે ધર્મનું લક્ષણ કરીને "ભવિષ્યની ખરાબ જીંદગીનું નિવારણ અને સુંદર જીંદગીનું મેળાવવું જેનાથી બને તેને ધર્મ" માનવાને તૈયાર રહે છે.

જગતની અંદર લોકોત્તર માર્ગ તરીકે પ્રસિદ્ધ એવો જૈનધર્મ પણ ધર્મના ફલને બતાવતી વખતે આ વાત જણાવે છે.

તેથી જૈનધર્મમાં ધર્મનું ફલદ્વારા સ્વરૂપ જણાવતાં સ્પષ્ટપણે કહેવામાં આવેલ છે કે—

> दुर्गतिप्रसृतान् जन्तून्, यस्मात् धारयते ततः ।
> धत्ते चैतान् शुभे स्थाने, तस्माद् धर्म इति स्मृत ॥

અર્થાત્–દુર્ગતિ દેવાવાળા કાર્યો કરવા દ્વારા દુર્ગતિ તરફ ધસી રહેલા જીવોને તે કાર્યોથી નિવર્ત્તાવવા દ્વારા દુર્ગતિમાં પડતાં બચાવી લે અને સદ્દ્ગતિના સાધનો દેખાડવા દ્વારા જીવોને સદ્દ્ગતિના સ્થાને ધારણ કરે, એ નિરૂક્તિથી ધર્મ ગણવામાં આવ્યો છે.

પરન્તુ સુજ્ઞ મનુષ્ય સ્હેજે સમજી શકશે કે ઉપર જણાવેલી સર્વ આસ્તિકદર્શન સંબંધી ધર્મની વ્યાખ્યા માત્ર ફલદ્વારા જણાવવામાં આવેલી છે, પણ ધર્મના સ્વરૂપનો વિચાર આમાં નથી કર્યો.

પરંતુ એ વાત જગતમાં સિદ્ધ છે કે કારણને અનુરૂપ કાર્ય થઈ શકે છે, પરંતુ જેમ કારણ વગર કાર્ય થતું નથી; તેમ વિરૂદ્ધ વસ્તુના કારણોથી પણ કાર્ય થતું નથી.

એટલે ધર્મનું જે ફલ દુર્ગતિને રોકવારૂપ અને સદ્‌ગતિને પ્રાપ્ત કરવારૂપ ઉપર જણાવવામાં આવ્યું છે, તેમાં કોઈપણ સુજ્ઞનો કે આસ્તિકદર્શનને અનુસરવાવાળાનો વિરોધ હોયજ નહિં.

પરંતુ તેવા ફળને નિપજાવી શકે તેવાં કારણો કયાં છે? કે જેને વાસ્તવિક રીતે ધર્મ સ્વરૂપવાળો ધર્મ કહી શકાય. એ સ્વરૂપને જણાવનારા કારણોને જણાવવા માટે શાસ્ત્રકાર ભગવાનોએ ધર્મના વિશેષણોની બાવીશી જણાવી છે.

તે વિશેષણની બાવીશીનું વિશેષ વિવેચન અત્રે ન કરતાં માત્ર તે ક્રમસર વિશેષણની બાવીશી જણાવીને ધર્મના વાસ્તવિક સ્વરૂપનું દિગ્‌દર્શન કરવું અહીં પ્રસ્તુત લાગે છે.

## ધર્મનું સ્વરૂપ

आयारप्पभवे धम्मे

ધર્મની ઉત્પત્તિ જ્ઞાનીઓની-મર્યાદા-પ્રમાણે આજ્ઞા-શુદ્ધ આચરણામાંથી છે.

× × ×

धम्मे आचारमूले

આચાર = જ્ઞાનીઓની આજ્ઞા પ્રમાણે પ્રવૃત્તિ ધર્મનું મૂળ છે.

## ધર્મના યથાર્થ સ્વરૂપ માટે જણાવેલી
## ધર્મના વિશેષણની બાવીશી

૧ કેવલિમહારાજ એટલે જેઓને આર્થિક, શારીરિક કે કૌટુમ્બિક ખેંચાણ હોય નહિ તેમજ સ્વ–પર તરીકેનો વિભાગ થઈ રાગ–દ્વેષ સર્વથા ન હોય તેવા લોકાલોકપ્રકાશક એવા **કેવળ જ્ઞાન-વાળા પુરૂષે પ્રકાશેલો ધર્મ!!!**

૨ જગતમાં વર્ત્તતા સર્વજીવો વધાદિરહિતપણે, બલાત્કાર રહિતપણે, પીડારહિતપણે અને મરણરહિતપણે જીવવાને માટે હક્કદાર છે, અને તેથી કોઈપણ જીવને કોઈપણ જીવે હણવા વિગેરેનો હક ધરાવી શકાય નહિં એવી **અહિંસારૂપ જેનું લક્ષણ છે તેવો ધર્મ.**

૩ જગતના સર્વજીવો હિતને પ્રાપ્ત કરે તેજ ઈષ્ટ ગણી જગતના સર્વ જીવોને હિતકારી એવા વચનો વાપરવા એજ ધર્મનો અધિષ્ઠાતા છે અર્થાત્ તેવા **સત્યથી અધિષ્ઠિત ધર્મ.**

૪ સંસારમાં પરિવર્ત્તન કરવાવાળો જીવ અનાદિકાળથી પોતાના હિતને ભૂલેલો છે અને પૌદ્ગલિક તેમ જ સાંસારિક હેતુમાંજ હિતની બુદ્ધિ ધારી રહ્યો છે, તેવાને જો વાસ્તવિક આત્માના હિતની બુદ્ધિનો ખ્યાલ આપનાર હોય કે તેવી બુદ્ધિના સાધનોને સફલ કરવા માટે જો કોઈ પ્રયત્નશીલ હોય તો તે માત્ર વિરતિધારી મહાત્માઓ જ છે. અને તેવા **સંયમી મહાત્માઓના સંસર્ગ, વિનય, ભક્તિ, વૈયાવચ્ચ, પ્રશંસા અને સેવા કરવી તે મૂળ છે જેનું એવો ધર્મ!!!**

૫ જગતમાં અગ્નિ એક એવી વિચિત્ર ચીજ છે કે જેના સંયોગમાં આવેલી જગતની સર્વ ચીજો પોતાના મૂલ સ્વરૂપથી પરાવર્તન પામે છે.

એવી રીતે સંસાર સમુદ્રની અંદર જીવાત્માઓ માટે પણ ક્રોધરૂપી અગ્નિ એવી ચીજ છે કે જેના સંયોગને પ્રતાપે જીવની પરિણતિનું બેહુદું રૂપ થયા સિવાય રહેતું નથી. માટે જેની અંદર ક્ષમા ગુણ એટલે ક્રોધના કારણોથી દૂર રહેવું છતાં આકસ્મિક ક્રોધના કારણો મળી જાય તો પણ ક્રોધ કરવાથી દૂર રહેવું એ **ક્ષમાગુણ જેના આચરણમાં પ્રધાન હોય તે ધર્મ.**

**ઉપર પાંચ વિશેષણોથી ધર્મને અંગે સાર્થકતા જણાવવામાં** આવી છે. આવી રીતે સર્વ વિશેષણો એટલે આખી વિશેષણની [illegible] સુંદર અને સૂક્ષ્મ વિચારથી ભરપૂર છે તે **વિશેષણોની** [illegible]ી નામમાત્રથી નીચે પ્રમાણે છે.

| | |
|---|---|
| ૧ કેવલિ પ્રજ્ઞપ્ત | — કેવલિ મહારાજે કહેલો એવો ધર્મ |
| ૨ અહિંસાલક્ષણ | — અહિંસા જેનું લક્ષણ છે એવો ધર્મ |
| ૩ સત્યાધિષ્ઠિત | — સત્યથી અધિષ્ઠિત એવો ,, |
| ૪ વિનયમૂલ | — વિનય છે મૂલ જેમાં એવો ,, |
| ૫ ક્ષાન્તિપ્રધાન | — ક્ષમા છે પ્રધાન જેમાં એવો ,, |
| ૬ અ-હિરણ્યસુવર્ણ | — હિરણ્ય અને સુવર્ણ જેમાં રાખવાનુ નથી એવો ,, |
| ૭ ઉપશમપ્રભવ | — ઉપશમ જેમાંથી ઉત્પન્ન થાય એવો ,, |
| ૮ નવબ્રહ્મચર્ય ગુપ્ત | — નવ પ્રકારના બ્રહ્મચર્યની ગુપ્તિ છે જેમાં એવો ,, |
| ૯ અ-પચમાન | — જેમાં રાંધવાદિ ક્રિયા નથી, એવો ,, |
| ૧૦ ભિક્ષાવૃત્તિ | — જેમાં ભિક્ષાએ વૃત્તિ કરવાની છે એવો ,, |
| ૧૧ કુક્ષિસંબલ | — જે કંઈ મળ્યુ તે જરૂરપૂરતું જ લેવાનું છે, પણ બીજા દિવસ માટે ખોરાક પણ સંગ્રહવાનો નથી એવો ધર્મ. |

| | | |
|---|---|---|
| ૧૨ | **નિરગ્નિશરણ** | — અગ્નિ અને ઘર નથી જેમાં એવો ધર્મ |
| ૧૩ | **સંપ્રક્ષાલિત** | — કર્મના દોષ રહિતપણાથી થવાવાળો એવો ધર્મ. |
| ૧૪ | **ત્યક્તદોષ** | — ચાલુ દોષોનો ત્યાગ કરવાવાળો એવો ,, |
| ૧૫ | **ગુણગ્રાહી** | — જેમાં ગુણોનું જ ગ્રહણ કરવાપણું હોય એવો ધર્મ. |
| ૧૬ | **નિર્વિકાર** | — વિકારરહિતપણું છે એવો ધર્મ. |
| ૧૭ | **નિર્વૃતિ લક્ષણ** | — નિર્વૃતિનું લક્ષણ છે, જેમાં એવો ,, |
| ૧૮ | **પંચમહાવ્રત યુક્ત** | — પાંચમહાવ્રતોથી યુક્ત એવો ,, |
| ૧૯ | **અ-સંનિધિસંચય** | — સંનિધિ અને સંચય જેમાં નથી એવો ધર્મ. |
| ૨૦ | **અવિસંવાદી** | — વિસંવાદ એટલે મન વચન અને કાયાની વિરૂદ્ધતા જેમાં નથી એવો ધર્મ. |
| ૨૧ | **સંસારપારગામી** | — સંસારના પારને પામવાનું જેમાં છે એવો ધર્મ. |
| ૨૨ | **નિર્વાણ લક્ષણ** | — મોક્ષરૂપી ફળ છે જેમાં એવો ધર્મ. |

આવી રીતે ઉપર જણાવેલી વિશેષણની બાવીશી જે ધર્મને લાગુ થયેલી હોય, તે ધર્મ દુર્ગતિને રોકવારૂપ અને સદ્ગતિને આપવારૂપ- તેના ફલને મેળવી આપનારો થાય તેવી શ્રદ્ધા સુજ્ઞોને હોય અને આવી શ્રદ્ધા પવિત્ર શ્રદ્ધા તરીકે પ્રશંસવા લાયક ગણાય.

આ રીતે કેવલીભાષિત ધર્મની મહત્તા વિવેકપૂર્વક સૂક્ષ્મદષ્ટિથી સમજવા જેવી. છે.




ભવ-સમુદ્રથી તારવાવાળા તીર્થોને

જુહારવા માટે થતી

મંગળકારી-ભવભયહારિણી

# તીર્થયાત્રા-સંઘયાત્રા 卐



પરંતુ **મહાશ્રાવક** તો તે ગણાય કે **"જેઓ સમ્યક્ત્વ પૂર્વક દ્વાદશવ્રતમાં સ્થિત હોવા સાથે સાતક્ષેત્રમાં પોતાનું ધન ભક્તિપૂર્વક વાપરતો હોય અને અત્યંત દીન-હીન જંતુવર્ગમાં દયાથી પોતાના ધનનો વ્યય કરનારો હોય."**

આ માટે આગમમાં જણાવાયું છે કે **શ્રાવકે** પોતાના ધનનો વ્યય જિનબિંબ વગેરે ક્ષેત્રોમાં કરવો જોઈએ, એમ જણાવી સ્પષ્ટપણે **શ્રાવકની** ફરજ સાતક્ષેત્રના પોષણમાં પર્યવસિત કરેલી છે.

આ વાત કલિકાલસર્વજ્ઞ ભગવાન **શ્રી હેમચન્દ્રસૂરિજી મહારાજે** પણ **શ્રી યોગશાસ્ત્રની** અંદર—

> **'इत्थं व्रतस्थितो भक्त्या, सप्तक्षेत्र्यां धनं वपन्।**
> **दयया चातिदीनेषु, महाश्रावक उच्यते'॥**

એ શ્લોકથી સ્પષ્ટ કરેલ છે.

એટલું જ નહિ, પરંતુ **કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચંદ્રસૂરિજી મહારાજ** સાત ક્ષેત્રોમાં ધન વાપરવાની જરૂરીયાતનું પોષણ કરતાં ઘણી જ તીખી ભાષા વદે છે.

તેઓશ્રી તો જણાવે છે કે "જ્યારથી જીવમાત્ર ભગવાન્ જિનેશ્વર-મહારાજના ધર્મને પ્રાપ્ત કરે અને સમ્યગ્દર્શનને પામે ત્યારથી તે જીવ ત્યાગને જ ધર્મ ગણવાવાળો હોય."

અરિહંત ભગવાનને દેવ માનવાનું કારણ પણ ત્યાગ જ છે.

પંચમહાવ્રતધારક મહાત્માઓને ગુરૂ માનવાનું કારણ પણ ત્યાગ જ છે.

અણુવ્રત-ગુણવ્રત અને શિક્ષાવ્રતોનું પર્યવસાન પણ સર્વપાપનો ત્યાગજ છે.

જીવાજીવાદિક તત્વોના જ્ઞાનનું ફલ પણ ત્યાગજ છે,

આ કારણથી **પૂ. આ. ભગવાન્ શય્યંભવસૂરિજીએ** જીવાજીવના જ્ઞાનના ફલને નિરૂપણ કરનારી કંડિકા જણાવતાં જીવાજીવજ્ઞાનનું મધ્ય પર્યવસાન સંયમ સ્વીકારમાંજ જણાવ્યું છે, અને જીવાદિક નવતત્વના જ્ઞાનમાં પણ આશ્રવની હેયતા જણાવવા સાથે સંવરની ઉપાદેયતાજ જણાવવામાં આવી છે.

મોક્ષની સુષ્ટિ તરીકે જો કોઈપણ જ્ઞાન જણાવવામાં આવ્યું હોય તો **આશ્રવનું સર્વથા છોડવાલાયકપણું અને સંવરનું સર્વથા આદરવાલાયકપણુંજ છે.**

ત્રિલોકનાથ તીર્થંકર ભગવાનની આજ્ઞાનું અવિચલપણું જો કોઈપણ જગો પર હોય તો તે આશ્રવના છોડવાલાયકપણામાં અને સંવરના આદરવાલાયકપણામાંજ છે.

આ બધી હકીકતની સાથે શાસ્ત્રકારો ચોક્ખા શબ્દોમાં ફરમાવે છે કે **સમ્યક્ત્વ અને દેશ-વિરતિ તેઓનેજ હોય કે જેઓ સર્વવિરતિધર્મની ઉત્તમતા સ્વીકારવા સાથે તેને મેળવવાની ધારણાવાળા હોય છે.**

દરેક શ્રાવકે ત્રિલોકનાથ તીર્થંકર ભગવાનની પૂજા કરવી તે તો શ્રાવકોના ષટ્કર્મમાં પ્રથમકર્મ તરીકે છે, પરન્તુ તે પ્રથમકર્મ તેઓને હોય કે જેઓ સર્વવિરતિના અભિલાષી હોય અને સર્વવિરતિની પ્રાપ્તિ કરાવનાર તરીકે ત્રિલોકનાથ તીર્થંકર ભગવાનની પૂજાને આચરતા હોય.

આવી સ્પષ્ટ ધારણા કર્યા સિવાય જે કોઈ ત્રિલોકનાથ તીર્થંકર ભગવાનની પૂજા કરે તો **પૂ. આ. હરિભદ્રસૂરિજી** મહારાજ વગેરે **પંચાશકાદિ શાસ્ત્રો** દ્વારા જાહેર કરે છે કે તેવી પૂજા કારણરૂપ દ્રવ્યપૂજા નથી, પરન્તુ લૌકિક હોઈને અપ્રધાનરૂપ દ્રવ્યપૂજા છે.

આ બધા ઉપરથી એ વાત સ્પષ્ટ થઈ કે શ્રાવકપણું ધરાવનાર, સમ્યક્ત્વવાળો થવા માગનાર, દેશવિરતિમાન્ થવા ઇચ્છનાર અને

卐 तत्वप्रेमी जिज्ञासुओ माटे 卐

## ○ रसथाळ ○

[आगमोना तलस्पर्शी व्याख्याता पू० आगमोद्धारक-श्रीए **श्री सिद्धचक्र** (वर्ष ९ अंक ४-थी)मां **तीर्थयात्रा अने संघयात्रा** नामथी घणी मोटी लेखमाळा लखेल.

जेमां तीर्थनी महत्ता, आराधकजीवोने तेनी उपयोगिता तथा ते अंगेना महत्त्वना शास्त्रीय दृष्टिकोणो जणाववा साथे तीर्थनी यात्रा करनाराना कर्तव्यो, छ'री पाळता संघने लईने जवानी आदर्श विधि वगेरेनुं अद्‌भुत वर्णन सुंदर रीते करेलुं.

"**आगमज्योत**"ना प्रथम पुस्तकमां आवी सळंग लेखमाळा आपवानुं धाराधोरण छे.

ते मुजब आठ वर्ष सुधी "**आगम रहस्य**" लेखमाळा चाली, ते पुरी थयेथी नवमा वर्षथी "**तीर्थयात्रा-संघयात्रा**" नामनी लेखमाळा शरू करेल छे. तेनो बीजो हप्तो आ पुस्तकमां अपाय छे.

जिज्ञासु वांचको गुरुगमथी आ लेखोने वांचे-विचारे!!! सं०]

॥ श्रीवर्द्धमानस्वामिने नमः ॥

આગમવાચનાદાતા જૈનાગમમંદિરસંસ્થાપક

ધ્યાનસ્થસ્વર્ગત **પૂ. આ. આગમોદ્ધારકશ્રીએ**

લખેલ

**તીર્થયાત્રાને લગતી માર્મિક અનેક**

**મહત્ત્વપૂર્ણ બાબતોને સૂચવતો**

મહાનિબંધ

# 卐 તીર્થયાત્રા-સંઘયાત્રા 卐

[પૂ. **આગમોદ્ધારક આચાર્યદેવશ્રીએ "તીર્થયાત્રા"** સંબંધી શાસ્ત્રીય મર્યાદાઓ અને મહત્ત્વની બાબતોને જણાવતો મહાનિબંધ **વિ. સં. ૧૯૯૩માં** લખેલ.

તે વખતે **જામનગરથી શેઠ પોપટભાઈનો** સૌરાષ્ટ્રના તીર્થોની યાત્રાએ **શ્રી સિદ્ધગિરિનો** છ'રી પાળતો સંઘ નિકળેલ, તે નિમિત્તે લેખમાળારૂપે આ નિબંધ **"સિદ્ધચક"** પાક્ષિકમાં વિ. સં. ૧૯૯૩માં ઘણા અંકો સુધી ચાલેલ.

અત્યંત ઉપયોગી જાણી ગયા વર્ષના પ્રથમ પુસ્તકથી આ નિબંધ આપવો શરૂ કર્યો છે. ગતવર્ષના પ્રથમ પુસ્તક (પા. ૭૧)થી હવે આગળ ચાલે છે.]

## શ્રાવક અને મહાશ્રાવકમાં તફાવત

સમ્યક્ત્વ પૂર્વક બારવ્રતને ધારણ કરવા તે **શ્રાવકનો** ધર્મ છે. તેને શાસ્ત્રકારો ગૃહિધર્મ તરીકે સૂત્ર–સિદ્ધાંતમાં જગો–જગો પર જણાવે છે, તેને ધારણ કરનારો **"संपत्तदंसणाई०"** વગેરે શાસ્ત્રીય વાક્યોથી **શ્રાવક** તરીકે ગણાય છે.

યાવત્ જીવાજીવના જ્ઞાનને ધરાવનાર પણ ભગવાન જિનેશ્વરની દ્રવ્યપૂજા જેઓ કરે તેઓ સંયમના (સર્વવિરતિના) અભિલાષી હોય.

આ અપેક્ષાએ કલિકાલસર્વજ્ઞ પૂ. આ. શ્રી હેમચંદ્રસૂરિજી-મહારાજ ચોક્ખા શબ્દોમાં ફરમાવે છે કે—

**"જે ધનઋદ્ધિ દુનિયામાં પ્હેલાં ન હોય તો પણ નવી મેળવી શકાય તેવી છે, શરીરથી ભિન્ન હોઈને તેની આપત્તિથી જીવને આપત્તિ ન થાય તેવી છે, વળી એકજ જન્મમાં પણ ઘણી ઘણી વખત આવવા-જવાવાળી છે, એટલે મળવા અને છુટવાવાળી છે, તેવી ધનઋદ્ધિની પણ જેઓ મમતા છોડી શકે નહિ, એટલુંજ નહિ પણ મહોદય સ્વરૂપ, સદાનંદરૂપ, શાશ્વત એવા મોક્ષપદને મેળવી આપનારા વીતરાગ (મૂર્તિ-મંદિર), જ્ઞાન (પુસ્તક), સંઘ (સાધુ-સાધ્વી-શ્રાવક શ્રાવિકા) રૂપ સાતક્ષેત્રોમાં જે વ્યય કરી શકતો નથી, અર્થાત્ સાતક્ષેત્રોની ઉત્તમતાને ચરિતાર્થ કરી બતાવી શકતો નથી, પરંતુ ધનઋદ્ધિની મમતામાંજ ફસાયેલ રહે છે, તે મનુષ્ય ભલે રાજા હોય! મહારાજા હોય! શેઠીઓ હોય! શાહુકાર હોય! વાસુદેવ હોય! કે ચક્રવર્તી હોય! પરન્તુ તે બિચારો ખાલી હાથે હાથ ઘસતો જનારો હોવાથી કેવલ વરાકજ છે, અને તેવો વરાક શરીરદ્વારા કરાતું કષ્ટાનુષ્ઠાનરૂપ સર્વવિરતિરૂપ ચારિત્ર કે જે સર્વથા મમતા રહિત સ્વરૂપ છે—તે ક્યાંથી કરી શકે?"**

"કેમકે શરીર એ એકભવમાં વધારે વખત મલવાવાળી ચીજ નથી, જીવથી દૂર રહેવાવાળી વસ્તુ નથી, અને વારંવાર આવવા જવાવાળી વસ્તુ પણ નથી, તો તેવા શરીરને સમર્પણ કરવા રૂપ અર્થાત્ દેહની દરકારને દૂર રખાવવાવાળું ચારિત્ર તો તે બિચારો કરી શકેજ શાનો?"

ઉપર જણાવેલ કલિકાલસર્વજ્ઞ **પૂ. આ. શ્રીહેમચંદ્રસૂરીશ્વરજીના** વચનને જાણનારો મનુષ્ય સમજી શકે કે **શ્રાવકશબ્દમાં વ કારથી** ઋદ્ધિમાનોને અંગે નિરૂક્તાર્થ જણાવતાં શાસ્ત્રકારો જે કહે છે **वपत्यनारतं धनानि क्षेत्रेषु** અર્થાત્ "હંમેશાં લાભાન્તરાયના ક્ષયોપશમને લીધે મળેલા સર્વપ્રકારના ધનને જિનમન્દિરાદિ ક્ષેત્રોમાં વાવેજ જાય તેને શ્રાવક ગણવો."

આ બધી હકીક્ત ધ્યાનમાં લઈને યાત્રિકગણનો નેતા પોતાના આત્માને મહાશ્રાવકપણામાં કે શ્રાવકપણામાં દાખલ કરવા માટે સાત ક્ષેત્રની સતત આરાધના કરવારૂપ યાત્રા કરવા માટે પોતાના આત્માને તૈયાર કરે તેમાં આશ્ચર્ય નથી.

## સંસારસમુદ્રથી તરવાનાં સાધનો કઈ ગતિમાં ?

દરેક સંસારી આત્મા અનાદિકાલથી સંસારમાં પરિભ્રમણ કરતો અનંત પુદ્ગલપરાવર્તોએ મનુષ્યભવ કે—જે ભવમાં મોક્ષ મેળવી શકાય છે. અર્થાત્ દેવ, તિર્યંચ કે નારકીની ગતિ કોઈ કાલે મોક્ષ આપી શકી નથી, આપતી નથી, કે આપશે પણ નહિ. તેથી મનુષ્યભવને મોક્ષનું આદ્ય સાધન ગણી શાસ્ત્રકારો પણ વખાણે છે, તેવા મનુષ્યપણામાં આવેલો મનુષ્ય તરવાના સાધનો મેળવ્યા સિવાય તરી શકતો નથી.

જો કેવલ મનુષ્યપણામાત્રથી મોક્ષ મેળવી શકાતો હોત તો ક્યારનોએ મોક્ષ મળ્યો હોત, કારણ કે વ્યવહારરાશિમાં આવેલા દરેક જીવને અનંતી વખત મનુષ્યપણું મળી ચૂકયુ છે. તો તેટલા બધા મનુષ્યપણાને પામનારો છતાં જીવ સંસારમાં રખડપટ્ટી જે કરે છે, તે જણાવે છે કે કેવલ મનુષ્યપણું એ મનુષ્યને તારનારી ચીજ નથી, પરન્તુ જેઓ મનુષ્યપણામાં તરવાની સામગ્રી પ્રાપ્ત કરી શકે છે તેઓજ મનુષ્યપણા-દ્વારા તરી શકે છે.

મનુષ્યપણું પ્રાપ્ત થયા પછી શાસ્ત્રકારો તરવાનાં સાધનો આ પ્રમાણે જણાવે છે—

**"શાસ્ત્રોનું શ્રવણ–જીવાદિકતત્વ અને દેવાદિરત્નત્રયીનું શ્રદ્ધાન અને સર્વવિરતિના માર્ગે વીર્યનો ઉલ્લાસ"** આ ત્રણને જ તરવાના સાધન તરીકે જણાવે છે. પરન્તુ તે શાસ્ત્ર–શ્રવણાદિકમાં આત્મા તત્પર કેવી રીતે થાય! તે વિચારવાની ઘણી જરૂર છે."

આંબાની મીઠાશ સાંભળવાથી કે વિચારવામાત્રથી જેમ આમ્રવન તૈયાર થઈ જતું નથી કે મળી જતું નથી, તેવી રીતે શાસ્ત્રશ્રવણાદિશબ્દોને રટવાથી કે મનન કરવાથી તે વસ્તુઓ મળી જતી નથી. એટલુંજ નહિ, પરન્તુ શાસ્ત્રશ્રવણાદિકની તીવ્રદશા મેળવવા માટે જીવોને તીવ્રપ્રયત્નની જરૂર રહે છે.

આટલા માટે શાસ્ત્રકારો સાતક્ષેત્રના આરાધનની જરૂર જણાવતાં જ્ઞાનક્ષેત્રના આરાધનની જરૂરીયાત વધુ જણાવે છે.

## ભવોદધિથી પાર ઉતરવાના સાધનોમાં આદ્ય કોણ?

શાસ્ત્રોના આદર સિવાય, શાસ્ત્રોની ભક્તિ સિવાય, શાસ્ત્રોના બહુમાન સિવાય, શ્રુતજ્ઞાન એટલે શાસ્ત્રની પ્રાપ્તિ થવી મુશ્કેલ છે. તો પછી તેમાં તન્મયતા થવાનો વખત તો ભક્તિ–આદિ સિવાય આવે ક્યાંથી? જિનેશ્વરમહારાજાઓ અર્થથી શાસ્ત્રની પ્રરૂપણા કરનારા છે. ગણધરમહારાજા કે જેઓ આગમોની રચના કરનારા છે. તેઓ મોક્ષે ગયાને હજારો વર્ષો ચાલ્યાં ગયાં છે, છતાં તેઓના વચનોને સાંભળવાનો વખત લાવી આપનાર જો કોઈપણ હોય તો તે માત્ર શાસ્ત્રો છે.

આ માટે મહાપુરૂષો સ્પષ્ટશબ્દોમાં જણાવે છે કે–

> कत्थ अम्हारिसा पाणी, दूसमादोसदूसिआ ।
> हा अणाहा कहं हुंता, जइ ण हुंतो जिणागमो ॥

અર્થાત્ દુષ્ષમાકાલની વક્રતા અને જડતાએ કરીને ભરપૂર થયેલા વર્તમાનકાલના જીવો જો જિનેશ્વરમહારાજનું આગમ પ્રવર્ત્તતું ન હોત તો કઈ દશાને પામત?

એટલે વર્ત્તમાન દુષ્ષમકાળમાં ભગવાન્ જિનેશ્વર મહારાજની હયાતી ન હોવાને લીધે મનુષ્યને કોઈપણ તરવાનું જો સાધન હોય તો તે માત્ર જિનાગમ છે.

આ કારણથી મહાપુરૂષોએ જણાવ્યું છે કે–

**आगम आयरंतेणं, अत्तणो हिअकखिणा ।**
**तित्थणाहो गुरू धम्मो, सव्वे ते बहुमण्णिआ ॥**

અર્થાત્–આત્માના હિતની ઇચ્છાવાલાએ જો આગમનો આદર કર્યો તો તે ભાગ્યશાળીએ તીર્થંકરમહારાજા, ગુરૂમહારાજા અને ધર્મ એ સર્વે તત્વોની માન્યતા કરી.

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે તે તીર્થંકરમહારાજા અને ગણધર-મહારાજાની હયાતી સિવાયના વખતમાં દેવ, ગુરૂ અને ધર્મ એ ત્રણે તત્વોનું જ્ઞાન વગેરે મેળવવાનું જો કોઈપણ સાધન હોય તો તે માત્ર જિનેશ્વરભગવાનનું આગમ છે.

આગમને અનુસરીને સાચા દેવ, સાચા ગુરૂ, અને સાચા ધર્મને મેળવી શકાય છે. આગમનું અન્યથાપણું હોય તો સાચા દેવ, ગુરૂ અને ધર્મને મેળવવાનું અસંભવિત થાય છે.

આ વસ્તુ વિવેકીઓ સહેલાઈથી સમજી શકે છે.

અન્યમતવાળાઓ સાચા દેવ, ગુરૂ અને ધર્મને નથી પામી શકતા તેનું જો કોઈપણ મુખ્ય કારણ હોય તો તેઓએ માનેલા આગમોનો અન્યથાભાવ છે. અને જૈનજનતા સાચા દેવ, સાચા ગુરૂ અને સાચા ધર્મને જાણી, માની અને આરાધી શકતી હોય તો તેનું કારણ પણ જૈનઆગમનું વ્યવસ્થિતપણું છે.

તત્વદૃષ્ટિએ વિચારીએ તો ખુદ જિનેશ્વરભગવાનરૂપી દેવતત્વની માન્યતા તેઓશ્રીની યથાર્થ તત્વવાદિતાને આધારે છે.

આ કારણથી શાસ્ત્રકારો દેવના સ્વરૂપને જણાવતાં "**यथास्थितार्थ-वादी च**" તેમાં વચનાતિશય વિગેરે વસ્તુઓને મુખ્યસ્થાન આપે છે.

ગુરૂમહારાજની પરીક્ષા પણ સર્વ અન્યમતવાળાઓ તો શું? પરંતુ લોકોત્તર એવા જૈનમાર્ગવાળાઓ પણ જીવાદિશિક્ષારૂપ આગમ-દ્વારા કરે છે.

ધર્મને અંગે વિચાર કરીએ તો **આગમદ્વારા પ્રવર્તતું અને આગમથી અવિરૂદ્ધ જે મૈત્ર્યાદિકભાવનાએ યુક્ત અનુષ્ઠાન** તે **ધર્મ** કહી શકાય છે.

એટલે સ્પષ્ટ થાય છે કે દેવ, ગુરૂ કે ધર્મ એ ત્રણે તત્વમાંથી કોઈપણ તત્વની માન્યતા આગમ સિવાય કે આગમનિરપેક્ષ બની શકે નહિ.

એ વસ્તુઓ વિચારતાં ઉપર જે મહાપુરૂષે જણાવ્યું કે આગમને આદરનારો મુમુક્ષુ પુરૂષ દેવ, ગુરૂ અને ધર્મને માનનારો બની શકે છે, તે વાત વિવેકી સુજ્ઞ મનુષ્યોને સોળે સોળ આના સાચી તરીકે સમજાશે.

તેથી આગમ એટલે જ્ઞાનક્ષેત્ર મનુષ્યોને તરવા માટે પહેલા નંબરે જરૂરી છે, એમ લાગ્યા વિના રહેશે નહિ.

## જ્ઞાન ક્ષેત્ર તરવા માટે પ્રથમ નંબરે કેમ?

શાસ્ત્રકારોએ પણ ચતુરંગી જણાવતાં મનુષ્યપણાની સાથે શાસ્ત્ર-શ્રવણને સ્થાન આપેલ છે.

જો કે જ્ઞાનના મતિ આદિ પાંચ ભેદો છે, પરન્તુ લેવા–દેવાના વ્યવહારમા અને સ્વપરપ્રકાશનપણામાં શ્રુતજ્ઞાન સમર્થ હોય છે, અને તેથી શાસ્ત્રકારો પણ अप्पणो अ परेसिं च जम्हा तं परिभावगं અથવા अणुओगे दीवदिट्ठंतो ઈત્યાદિક કહી શાસ્ત્રનું સ્વ–પરપ્રકાશકપણું સ્પષ્ટ કરે છે.

જો કે ન્યાયશાસ્ત્રકારો ઇન્દ્રિયપ્રત્યક્ષ મતિજ્ઞાનને અને અનિ-ન્દ્રિયપ્રત્યક્ષ અનુમાનને પરાર્થ માને છે, પરન્તુ તે માત્ર ઉપચારથી

છે, અને તે વસ્તુતાએ તો વચનરૂપ હોઈને શ્રુતજ્ઞાન સ્વરૂપ છે, એટલે કાર્યદ્વારા પરાર્થ-પ્રત્યક્ષ હો કે પરાર્થ-અનુમાન હો, પરન્તુ સ્વરૂપદ્વારા તો વચનરૂપ-આપન્ન શ્રુતજ્ઞાન છે.

માટે એ વસ્તુ નક્કી થઈ કે સ્વ-પરનું સ્વરૂપ જણાવવાને માટે શ્રુતજ્ઞાન સમર્થ છે, અને તેથી મનુષ્યોને તરવાના સાધનોમાં મતિ-આદિક સર્વજ્ઞાનોની ઉપયોગિતા હોય, છતાં પણ ક્ષેત્ર તરીકે જો કોઈપણ જ્ઞાન ગણવામાં આવે તો તે માત્ર શ્રુતજ્ઞાન એટલે આગમ શાસ્ત્રો છે.

તેથી શાસ્ત્રકારો પણ સુદ્ધ એટલે શ્રુતિને ચાર અંગમાં સ્થાન આપે છે.

શાસ્ત્રને અંગે શ્રુત અને શ્રુતિશબ્દનો જે વપરાશ પૂર્વકાળમાં અને વર્તમાનકાલમાં ચાલે છે, તેની ઉંડી તપાસ કરતાં વિવેકી મનુષ્ય સ્પષ્ટપણે સમજી શકશે કે શ્રુતજ્ઞાનનો ઘણો મોટો ભાગ અલિખિત એટલે પુસ્તકારૂઢ થયા વિનાનો હોય છે, અને ગુરૂપરંપરાએ શ્રવણથી તે મળી શકે અને પૂર્વકાલમાં બધું જ્ઞાન શ્રવણથી મળતું, વળી ગણધર મહારાજે સાક્ષાત્ તીર્થંકર પાસેથી સાંભળેલું જ્ઞાન, માટે તેને શ્રુત કહેવાય છે.

## શ્રુત અને શ્રુતિ એટલે શું?

સામાન્ય રીતે બારમા અંગના ચોથા પૂર્વગત નામના ભેદમાં આવતા ચૌદ પૂર્વોનું લખાણ કરવા જતાં સોલ હજાર અને ત્રણસો ત્યાશી જેટલા મહાવિદેહના હાથીઓ પ્રમાણ શાહી જોઇએ.

એટલે કહેવું જોઈએ કે સમસ્તપૂર્વોનું, બારમા અંગનું કે સમસ્ત શ્રુતજ્ઞાનનું પુસ્તકારૂઢપણું અસંભવિત જ છે, એટલું જ નહિ, પરન્તુ એક પણ પૂર્વનું પુસ્તકારૂઢપણું પણ અસંભવિત છે.

માટે સમસ્ત શ્રુતજ્ઞાનનો પ્રવાહ ગુરૂપરંપરાએ શ્રવણને આધારે પ્રવર્ત્તી શકે, અને તેથી તેને શ્રુતજ્ઞાન કહેવામાં આવે, તેમાં આશ્ચર્ય નથી.

જૈનોના આ શ્રુતજ્ઞાનના પ્રકાશનને માટે વપરાયેલો આ **શ્રુતિ** શબ્દ દેખીને પુસ્તકમાં રૂઢ થઈ શકે એવા પણ સામાન્યસૂત્રોને લૌકિક-માર્ગવાળાઓએ **શ્રુતિ** શબ્દથી જાહેર કરેલાં છે.

ધ્યાન રાખવું કે **શ્રુતિ** શબ્દ વેદ માનનારાઓના માનેલા અમુક શ્રુતને લાગુ કરવામાં આવે છે, અને તે શ્રુતિ સિવાયના બાકીના ભાગને સ્મૃતિ–ઇતિહાસ વિગેરે ઉપનામો આપવા પડે છે અને તેને વેદાંગ રૂપે કહેવા પડે છે.

જ્યારે આ શ્રુતજ્ઞાન સમસ્ત શ્રુતના અવબોધમાં વ્યાપક થઈનેજ રહેલું હોય છે.

## શ્રુતજ્ઞાનનું પુસ્તકારૂઢપણું કેમ અને ક્યારે?

આવું શ્રુતજ્ઞાન સર્વજ્ઞોના વચનના આધારે ગણધરમહારાજાએ ગુંથેલું હતું, તે અનેક પટ્ટપરંપરા સુધી તેવીને તેવી સ્થિતિમાં પ્રવર્ત્યું, છતાં દુષ્ષમાકાલની સ્થિતિ જે બુદ્ધિની હાનિ કરવા રૂપ છે, તેના પ્રભાવે ઘટાડો થવો શરૂ થયો, યાવત્ સાત–આઠ પાટ થતાં તો દશમું પૂર્વ પણ વ્યુચ્છેદ થવાનો વખત આવ્યો, અને ત્યાર પછી સાડીચારસો વર્ષ જેવા ટુંકા સમયમાં એક પૂર્વ જેવા જ્ઞાનનો પણ પ્રવાહ રહેવાનો વખત રહ્યો નહિ, અને તેવી વિસ્મરણદશાને અંગે વીરમહારાજ પછી નવસેએંશી અગર નવસેત્રાણું વર્ષે **શ્રી દેવર્દ્ધિક્ષમાશ્રમણ** વગેરે સમસ્ત આચાર્યોએ એકત્ર થઈ શ્રીવલ્લભીપુરની અંદર સિદ્ધાન્તને પુસ્તકારૂઢ કર્યો.

જેવી રીતે "સિદ્ધાન્તને પુસ્તકારૂઢ કર્યો" એ વાકયથી સમસ્તશાસ્ત્રો પુસ્તકો ઉપર લખ્યાં એ અર્થ થાય છે, તેવીજ રીતે એ પણ વાત

ધ્યાનમાં રાખવાની છે કે **શ્રી દુર્બલિકાપુષ્પમિત્રના** વૃત્તાન્ત ઉપરથી એમ સ્પષ્ટ થાય છે કે શાસ્ત્રીય વાતોમાં આચાર્યોનો પરસ્પર વિવાદ થતાં નિર્ણયને માટે અન્યગચ્છીય કે અન્ય-કુલ કે અન્ય ગચ્છના આચાર્યોને પૂછીને તેમના કથનને અનુસારે નિર્ણય કરાતો હતો.

અર્થાત્ એમ કહીએ તો ચાલે કે શાસ્ત્રજ્ઞોની દોરવણી નિર્ણય **પૂ. આ. દેવર્દ્ધિક્ષમાશ્રમણ** સુધી ચાલ્યો હતો, પરન્તુ **પૂ. આ. દેવર્દ્ધિગણિક્ષમાશ્રમણે** એ દોરવણીના નિર્ણયને પલટાવી પુસ્તકીય નિર્ણય શરૂ કર્યો, એટલે **પૂ. આ. દેવર્દ્ધિગણિક્ષમાશ્રમણ** પછી કોઈપણ વસ્તુના નિર્ણયમાં દોરવણી મેળવવાની જરૂર રહી નથી; પરંતુ માત્ર શાસ્ત્રના અક્ષરોજ દેખાડવાની જરૂર રહી. આ કારણથી અન્ય ભાષ્યકાર **શ્રી જિનભદ્રગણિક્ષમાશ્રમણજી મહારાજ** સિદ્ધાન્તી તરીકે ગણાયા.

## આગમોત્પત્તિનું સ્થાન વલ્લભીપુર નહિં.

પૂર્વે જણાવ્યા પ્રમાણે સિદ્ધાન્તના પુસ્તકારોહણનું થયેલું કાર્ય જો કે **વલ્લભીપુરમાં** થયેલું હતું, પદંતુ તે સૂત્રની ઉત્પત્તિનું સ્થાન ન હતું અને તેથી સૂત્રોમાં અસલ **મગધદેશની** પરિભાષા-રીતિ, ભૂગોળ અને ઈતિહાસ વગેરે સંકળાયેલા છે.

દિગંબરલોકો કે જેઓ અનાગમવાદી છે અને જેઓ પોતાના મુખે પોતાનાં શાસ્ત્રો આચાર્યોની માત્ર કલ્પનાનું જ ફલ છે એમ કબુલ કરે છે, તેઓના પ્રલાપ પ્રમાણે જૈનસૂત્રો **વલ્લભીપુરમાં** અંશે પણ બનેલાં નથી.

દિગંબરોએ શ્વેતાંબરોના પુસ્તકારૂઢ કરેલા **આવશ્યકાદિ સિદ્ધાંતોના** અવલંબનથી **મૂલાચાર** વગેરે ગ્રંથો કર્યા અને **આવશ્યકનિર્યુક્તિ** આદિના અનુકરણથી પુરાણરૂપે તીર્થંકરોના ચરિત્રો રચ્યાં, પરન્તુ જેમ ચોરી કરનારને વસ્તુની અસલ ઉત્પત્તિનો ખ્યાલ ન હોય તેવી રીતે આ દિગંબરોને અસલ વસ્તુનો ખ્યાલ રહ્યો નથી.

તેથી ખુદ **મહાવીર મહારાજની** વખતે અધમાધમ કોટિમાં રહેલ અને આચારમાં જે અધમ **ગોશાલો સંખલીપુત્ર** હતો તેનું અંશે પણ ધ્યાન દિગંબરોએ ભગવાન્ મહાવીર મહારાજના જીવનમાં લીધું નહિ. તોપણ બૌદ્ધના જુના પુસ્તકો અને વર્તમાન ઈતિહાસને પ્રગટ કરનારા શોધકોએ જાહેરમાં આણેલા શિલાલેખોથી સ્પષ્ટ થઈ ચુક્યું છે કે-અધમાધમ કોટિવાળો **ગોશાલો ભગવાન મહાવીર** મહારાજની વખતે એક પ્રતિસ્પર્દ્ધી તરીકે હતોજ.

આ વાતને મેળવનારો મનુષ્ય જો મધ્યસ્થ હોવા સાથે સુજ્ઞ અને વિવેકી હશે તો દિગંબરના ગ્રન્થોને કલ્પિત માન્યા સિવાય રહેશે નહિ.

## અનાગમમતવાદીઓને અંગે કંઇક.

મગધાદિક દેશોની સ્થિતિ અને ગંગાદિક નદીઓની સ્થિતિ વગેરે જૈનસૂત્રોમાં જણાવવામાં આવી છે, તેવીજ રીતે બૌદ્ધસૂત્રોમાં પણ જોવામાં આવે છે.

એ દેખીને કયો સુજ્ઞ મનુષ્ય વર્ત્તમાન જૈનઆગમને જિનેશ્વર મહારાજના વચન તરીકે માનવા તૈયાર ન થાય? કેટલાક વ્યાવહારિક દાખલા-ઉખાણાં-દૃષ્ટાન્તોનો જૈન અને બૌદ્ધમાં સરખો પ્રવાહ દેખીને પણ કયો સુજ્ઞ મનુષ્ય વર્ત્તમાન સૂત્રોને જૈનાગમ તરીકે માનવામાં આનાકાની કરે ?

આશ્ચર્યની વાત એ છે કે દિગંબરો પોતાના હાથે પોતાના પૂર્વાચાર્યોની હાંસી કરાવે છે. કારણ કે તેઓ જૈનસૂત્રોનો વ્યુચ્છેદ મનાવીને પોતાના આચાર્યોના કરેલા ગ્રંથોનો પ્રવાહ ચાલ્યો આવ્યો એમ મનાવવા તૈયાર થાય છે. તો શું દિગંબર આચાર્યોએ પોતાના ગ્રન્થો ચલાવવા માટેજ જૈનસૂત્રોનો વ્યુચ્છેદ કર્યો ન ગણાય ? કેમકે જો એમ ન હોય તો દિગંબર આચાર્યો મૂળસૂત્રના હજારો અને

લાખો શ્લોકો કંઠસ્થ રાખી જિનાગમનો કેટલોક ભાગ તો જાળવી શકત.

વળી જૈનાગમો વ્યુચ્છેદજ થયાં હતાં, એ વાત દિગંબરના કહ્યા પ્રમાણે સાચી હોય તો પછી તેઓના આચાર્યોએ જે શાસ્ત્રો કર્યાં તે કલ્પનાથી ઉભાં કર્યાં એમ કહીએ, પરંતુ કલ્પના આવા રૂપે ન હોઈ શકે એ ચોકખું હોવાથી શ્વેતાંબરોએ માનેલા જૈનાગમને અનુસારે નવા ગ્રન્થો કર્યા અને તે જાણે મારવાડીના ચોપડાજ ન હોય એની માફક જિનાગમની તેણે વ્યુચ્છિત્તિ માની.

ખરો અર્થ તો એટલો જ છે કે જેમ કોઈ કુલાગાર પોતાના બાપનું નામ લેતાં શરમાય તેવી રીતે આ દિગંબરો જિનેશ્વર મહારાજના વચનની હયાતિ માનતાં શરમાય છે.

## પૂ. આ. દેવર્ધિક્ષમાશ્રણનું મહત્વ

પૂ. આ. **દેવર્દ્ધિગણિક્ષમાશ્રમણે** સિદ્ધાન્તોનું જે પુસ્તકોમાં આરોહણ કર્યું છે, તે એટલું બધું ઉપયોગી છે કે જેથી શેષજ્ઞાનનો વ્યુચ્છેદ પણ તેવું નુકસાન કરી શકયો નથી.

પૂ. આ. **દેવર્દ્ધિગણિક્ષમાશ્રમણે** જો સિદ્ધાન્તને પુસ્તકોમાં આરોહણ કર્યું ન હોત તો શુદ્ધમહાવ્રતને પાલનારી આચાર્ય પરંપરા દિગંબરોની માફક પરાવલંબી અને જુઠા ગ્રંથો સત્ય કરનારી થાત અને તેથી જૈનશાસન જ્ઞાનશૂન્ય કેવલ અંધકારમયજ રહેત,

**પરન્તુ કોટાકોટી વખત નમસ્કાર થાઓ તે શ્રીદેવર્દ્ધિ-ગણિક્ષમાશ્રમણજીને કે જેઓના પ્રભાવે મેધા અને સ્મૃતિથી હીન એવા પણ આ હુંડા-અવસર્પિણીના દુષ્ષમ-કાલમાં જૈનશાસનમાં જ્ઞાનની જ્યોત અખંડપણે પ્રવર્તી રહી છે.**

દિગંબરોના હિસાબે તો છ મહિનાના છોકરાને ભણવા લાયક જે **દશવૈકાલિક** અને પ્રકીર્ણઅધ્યયન તરીકે અત્યન્ત સ્તોકપ્રમાણવાળું **ઉત્તરાધ્યયન જેવું** સૂત્ર ધારણ કરવાને પણ તેમના આચાર્ય શક્તિમાન્ હતા નહિ. કેમકે જો એમ ન હોત તો **દશવૈકાલિક** અને **ઉત્તરાધ્યયન** જેવા નાના નાના આગમો તો જરૂર દિગંબરોમાં સ્થિતિને પામત, પરન્તુ તેઓના કમભાગ્ય કે જેથી મૂલઆગમની વાનગી સુદ્ધાં પણ દિગંબરોમાં રહેવા પામી નહિ.

ખરી રીતે તો ક્રોધના માર્યા **શિવભૂતિએ** નાગા થઈને જંગલમાં નાચવાનું કર્યું, તેથી તેનામાં અને તેની પરંપરામાં સમસ્ત સૂત્ર કે સૂત્રનો અંશ પણ રહેવા પામ્યો નહિ. એ સત્ય હકીક્ત સુજ્ઞ મનુષ્યોએ સમજવી મુશ્કેલ નથી.

ઉપર જણાવ્યા પ્રમાણે જૈનશાસનનો સમગ્ર આધાર શ્રીદેવર્દ્ધિગણિક્ષમાશ્રમણે સિદ્ધાન્તોના કરેલા પુસ્તકારોહણ ઉપર છે.

એટલે જે જે સત્પુરૂષને જૈનશાસનની ભક્તિ હોય, સાચા દેવ–ગુરૂ–ધર્મને ઓળખવા હોય તેઓએ તો પ્રથમ નંબરે જ્ઞાનક્ષેત્ર તરફ લક્ષ્ય દોરવું અને દોરવવું જોઈએ.

આ વાતને ધ્યાનમાં રાખીશું તો **મહારાજાકુમારપાળે મંત્રીવસ્તુપાલે** અને **સંગ્રામસોની** વિગેરે મહાનુભાવોએ જૈનાગમક્ષેત્રમાં કરોડો રૂપૈયા કેમ ખરચ્યા છે? અને અનેક જગોપર જૈનશાસ્ત્રના ભંડારો પરિપૂર્ણ રીતિએ કેમ સ્થાપ્યા છે? તેનું મહત્વ સમજાશે,

**દ્રવ્ય શ્રુતનો મહિમા?**

જૈનશાસ્ત્રમાં મુખ્યતરીકે ગણાતા **શ્રીભગવતી** સૂત્રમાં શ્રુતજ્ઞાન તો શું? પણ દ્રવ્યશ્રુતને નમસ્કાર કરવામાં આવ્યો છે, તે પુસ્તકોની મહત્તાને ઘણો ઉપયોગી છે,

વળી દેવલોકમાં ભગવાન્ શ્રીજિનેશ્વર-મહારાજની પ્રતિમાની માફકજ પુસ્તકરત્ન કે જેઓ સ્ફટિકરત્નના પત્રમાં અરિષ્ટરત્નમય અક્ષરવાળાં છે તેનું પ્રક્ષાલન, અને ચન્દન, પુષ્પ વગેરેથી પૂજન કરવામાં આવે છે. અર્થાત્ દેવતાઓને પણ પુસ્તકરૂપી જ્ઞાનક્ષેત્ર અત્યન્ત આદરણીય બુદ્ધિથી જિનપ્રતિમાની માફક જોવાનું હોય છે.

વળી ગણધરમહારાજાઓની દીક્ષા વખતે ઇન્દ્ર મહારાજાઓ જે કરતા નથી તે મહોત્સવ ગણધરમહારાજાઓને શ્રુતજ્ઞાનની અનુજ્ઞા કરવાની વખતે કરવામાં આવે છે. વજ્રમયથાળમાં સુગંધી ચૂર્ણ લઈને ઇન્દ્રમહારાજાઓ તે શ્રુતજ્ઞાનની અનુજ્ઞા વખતે ભગવાન્ જિનેશ્વરમહારાજની આગળ ઉભા રહે છે, તે શ્રુતજ્ઞાનની પ્રવૃત્તિ વર્તમાનશાસનમાં પુસ્તક સિવાય હોય નહિં, માટે પુસ્તકરૂપી જ્ઞાનક્ષેત્ર ભવ્યજીવોને અત્યન્ત આદરને પાત્ર થાય એમાં નવાઈ નથી. વળી અનુયોગદ્વાર વિગેરે શાસ્ત્રોમાં પુસ્તક અને પત્રોને સ્થાપના શ્રુત તરીકે ઓળખાવીને ભગવાન્ જિનેશ્વરની સ્થાપના જે પ્રતિમા છે તેની માફક અત્યન્ત આદરણીય જણાવે છે.

ત્રિલોકનાથ તીર્થંકર ભગવાન્ જે **नमो तित्थस्स** બોલે છે તે પણ પ્રવચન એટલે શ્રુતની મહત્તાને અંગે છે.

**પ્રવચન**-શબ્દથી શાસ્ત્ર અને લોકોમાં જે ચતુર્વિધ સંઘ ગણવામાં આવે છે, તે પણ માત્ર શ્રુતજ્ઞાનના આધારની અપેક્ષાએ છે.

એવી રીતે શાસ્ત્રોમાં પ્રતિપાદન કરેલી હકીકતને વિચારનારો મનુષ્ય પુસ્તકરૂપી સ્થાપના શ્રુતની મહત્તાને સમજ્યા સિવાય રહે નહિ!

### સ્થાપના રૂપ શ્રુતજ્ઞાનનો પ્રભાવ

જૈનજનતામાં એ વાત તો જાણીતી છે કે **ઉપમિતિભવપ્રપંચાકથાના** કર્તા **શ્રી સિદ્ધર્ષિમહારાજ લલિત વિસ્તરા** નામના પુસ્તકરૂપી સ્થાપના શ્રુતદ્વારા પ્રતિબોધ પામ્યા હતા.

પૂ. આ. **શ્રી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ** પછી જો કોઇના પણ આધારે શાસનની પ્રવૃત્તિ થતી હોય તો તે માત્ર પુસ્તક દ્વારા ટકેલ શ્રુતજ્ઞાન દ્વારા જ, તેવી રીતે જ્ઞાન સિવાયના બાકીના છએ ક્ષેત્રોની મહત્તા તેને સ્થાપવાની, પોષવાની, વધારવા વિગેરેની રીતિઓ તેમજ તે છએ ક્ષેત્રોના હેતુ, સ્વરૂપ અને અનુબંધો જણાવવા સાથે આગમિક અને દૃષ્ટાન્તિકરૂપે તે છએ ક્ષેત્રોની આરાધનાના ફલોને જણાવનાર જો કોઇપણ હોય તો તે સ્થાપના શ્રુતરૂપી પુસ્તક છે.

એટલે એમ કહીએ તો ચાલે કે આખા શાસનનો આધાર અને બાકીના સમસ્ત ક્ષેત્રોનો આધાર જો કોઇપણ વસ્તુતાએ હોય તો તે માત્ર સ્થાપના શ્રુતરૂપી પુસ્તક છે.

જગતમાં સંસાર તરફ ધસાવનારા અને કર્મબંધનના પ્રવાહમાં ધકેલનારા એવા લૌકિક પંથોનો જો કે પાર નથી, પરંતુ તે બધા અધર્મ પ્રધાન અને મિથ્યાશ્રુતોના સંસ્કારનો નાશ કરી અગર તેવા સંસ્કારોથી બચાવી અખંડ આનંદમય મોક્ષ સુખને મેળવી આપનાર અને તે મેળવવાનો ઉપદેશ આપનાર એવા ત્રિલોકનાથ તીર્થંકર ભગવાનને દેવ તરીકે મનાવવામાં જો કોઈપણ કાર્યકર હોય તો તે સ્થાપના શ્રુતરૂપી પુસ્તક છે.

ઋદ્ધિ, ઘરબાર–કુટુંબ–કબીલો – આરંભ–પરિગ્રહ–વિષય–કષાયને છોડીને સર્વવિરતિરૂપી મોક્ષની નીસરણીમાં ચઢવાનો પ્રયાસ કરતા એવા પંચમહાવ્રતધારી ગુરુઓને સદ્ગુરુ તરીકે મનાવવામાં જો કોઇનું પણ પ્રબલ સામર્થ્ય હોય તો તે માત્ર સ્થાપનાશ્રુતરૂપી પુસ્તકનું છે.

અહિંસા, સંયમ અને તપ એ ત્રણને ધર્મ તરીકે મનાવી પ્રેમ વિષય–સમર્પણક વિગેરે અધર્મોથી બચાવનાર જો કોઈ પણ હોય તો તે માત્ર સ્થાપના–શ્રુતરૂપી પુસ્તક જ છે.

## શ્રુતજ્ઞાનનું સંરક્ષણ કેવી રીતે?

દરેક યુગમાં જુદા-જુદા મનુષ્યો જુદા-જુદા રૂપે જૈન કે જૈનેતરો પણ જૈનધર્મનો આઘાત કરવાને માટે કટિબદ્ધ થાય છે; પરંતુ તે બધાના સામર્થ્યને નિષ્ફળ બનાવી ધર્મિષ્ઠ જીવોના અંતઃકરણમાં દેવ-ગુરુ અને ધર્મની આરાધના માટે સાચી જ્યોતિ જગાવનાર જો કોઈ પણ હોય તો તે માત્ર સ્થાપનાશ્રુતરૂપી પુસ્તક છે.

તેથી દરેક ધર્મ, ધર્મી કે ધર્મના અધિષ્ઠાતાની આરાધના કરવાને તૈયાર થયેલા ધર્મિષ્ઠોએ સ્થાપનાશ્રુતરૂપી પુસ્તકને લેખનદ્વારા નવાં બનાવવાં, પ્રાચીન લિખિત પુસ્તકો વગેરેને રક્ષિત કરવાં, તથા યોગ્ય વાંચનાર ગીતાર્થ મુનિરાજોને સમર્પણ કરવાં, તે માટે પોતાના દ્રવ્યનો ઉપયોગ કરવો જોઈએ અને દ્રવ્યનો તેવો જે ઉપયોગ થાય તે પાપમય પરિગ્રહ છતાં પણ તેનો સદુપયોગ થયો કહેવાય.

## શ્રુતજ્ઞાનનો અધિકાંશે લાભ કોને!

આવી ભાવના યાત્રિક-ગણના નેતાની હોય છે, અને તેથી તે પુસ્તકોદ્ધારના કાર્ય તરફ પણ પોતાની લક્ષ્મીનો સદુપયોગ કરવાનું ચૂકતો નથી.

જો કે યાત્રિકગણના નેતા થઈને સંઘયાત્રા કરવાને નીકળે તે વખતે પુસ્તકોના એટલે સ્થાપનાશ્રુતના ઉદ્ધારનું કાર્ય સાક્ષાત્‌પણે એટલા બધા રૂપમાં થતું નથી, પરંતુ દરેક ગામે જ્યાં જ્યાં પુસ્તકોનો લાભ લેવા માટે પાઠશાળાઓ હોય, પુસ્તકાલયો હોય તેની રક્ષા અગર વૃદ્ધિને માટે જે જે તેના સંચાલકો જરૂરીયાત જણાવે તે જરૂરીયાત યાત્રિકગણનો નેતા પૂરી પાડે છે, અને તે દ્વારા પુસ્તકોદ્ધારનું કાર્ય સાક્ષાત્ કે પારંપરિકરીતિએ દરેક ગામે તેમના તરફથી થાય છે અને એવું કાર્ય યાત્રિકગણના નેતા બનીને નિકળેલા મહાપુરુષને જેવું લાગલાગટ અને આખે રસ્તે કરવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થાય છે, તેવું સદ્‌ભાગ્ય પોતાને ગામે અને પોતાને સ્થાને રહેલા અધિક મિલ્કતદારને પણ પ્રાપ્ત થવાનો વખત આવતો નથી.

**એવું દેખનારો અને જાણનારો મનુષ્ય યાત્રિકગણનો નેતા બને, અને સર્વક્ષેત્રના આધારભૂત જ્ઞાનને પોષનારો થાય એમ ધારી ધર્મિષ્ઠ વૈભવસંપન્ન મહાપુરૂષ પોતે યાત્રિકગણનો નેતા થવાનું પસંદ કરે, એ સ્વાભાવિક છે.**

આવી રીતે જગો-જગો પર આગમાદિક પુસ્તકોનો સંગ્રહ અનેક યાત્રિક-ગણના નેતા બનનારા ભાગ્યશાળીઓની મદદથી થતો રહે અને વૃદ્ધિ પામતો રહે તો અનેક સ્થાને સાચા આગમોનો સંગ્રહ થવાથી નવીન મત કાઢનારા **લોંકાશાહ, ઢુંઢીયા અને તેરાપંથી** જેવાઓને આગમોરૂપી પુસ્તકોના પાઠો ફેરવી જે તૂત ઉભું કરવું હોય તે થઇ શકે નહિ, તેથી તેવા કુમત પ્રવર્ત્તાવનારાઓને આપોઆપ જુઠ્ઠા પડી ખુણામાં ભરાઇ જવું પડે, એ પ્રભાવ સ્થાપનાશ્રુતરૂપી પુસ્તકની ભક્તિનો ગણાય. **માટે જૈનશાસનમાં પણ મિથ્યાત્વનો પ્રચાર ન થવા દેવો, અને મિથ્યાત્વને ઉત્પન્ન ન થવા દેવું, તેને માટે પણ સ્થાને સ્થાને આગમાદિક પુસ્તકોનો સંગ્રહ અને તેના સંરક્ષણની પણ જરૂર છે.**

જો કે યાત્રિકગણનો નેતા બનનારો એમ સમજે છે કે સ્થાને સ્થાને પેટને પોષવા માટે લેવાતી વ્યાવહારિક કેળવણીની સંસ્થાઓને પણ પોષણ કરવાની પ્રાર્થના થતાં તેના પોષણ માટે પણ યત્કિંચિત્ ઉદારતા કરવી પડશે, પરન્તુ તે ધર્મક્ષેત્ર નથી, પાપક્ષેત્ર છે, છતાં પણ વ્યાવહારિક રીતિએ ઉચિતતાની ખાતર તેને પણ પોષણ આપવું પડશે.

### જ્ઞાનદાન કયું?

ધર્મક્ષેત્ર તરીકે કે જ્ઞાનદાન તરીકે જો કોઇપણ ગણાય તો તે માત્ર **સંસારથી ઉદ્ધારના લક્ષ્યથી જીવાદિક તત્વોને જાણવાની અભિલાષાવાળાઓને જીવાદિ તત્વોનું જ્ઞાન કરાવવું અને તેના સાધનો આપવાં, તે જ્ઞાનદાન કહી શકાય.**

જેને માટે કલિકાલ સર્વજ્ઞ શ્રી હેમચંદ્રસૂરિ મહારાજ જણાવે છે કે :-

> ज्ञानं धर्मानभिज्ञेभ्यो. वाचना-देशनादिना।
> ज्ञानसाधनदानं च, ज्ञानदानं तदुच्यते ॥१॥

અર્થાત્ ધર્મને નહિ જાણનારાઓને ધર્મ-પ્રધાન શાસ્ત્રો વંચાવવા ને કહેવા દ્વારા જે જ્ઞાન કરાવાય અને તેવાઓને જે જ્ઞાનના સાધનરૂપ પુસ્તકો વગેરે દેવાય તે **જ્ઞાનદાન** કહી શકાય.

જો કે આ મારા કથનથી જેઓ પેટ-પોષણના ધ્યેયવાલી વ્યાવહારિક કેળવણીની સંસ્થાઓ ચલાવવા છતાં તેમાં પૈસા ઉઘરાવતાં જ્ઞાનદાન અને સાધાર્મિક વાત્સલ્ય જેવા શબ્દો વાપરી પોતાના આત્માને અને દાનવીરોને છેતરે છે, તેઓને અપ્રીતિ થવાનો સંભવ છે.

પરંતુ સત્યં સ્વરૂપના કથન અને ચિંતનાદિકને અંગે થતું અન્યનું દુઃખ શાસ્ત્રકારો કોઈ પણ રીતે પાપના હેતુ તરીકે જણાવતા નથી.

માટે આ બાબતમાં હું મારા આત્માને તદ્દન નિર્દોષ માની શકું છું, એમ યાત્રિકગણનો નેતા પોતાના આત્મામાં સમજી શકે તેમાં નવાઈ નથી.

## જ્ઞાનદાનનું અનન્ય કારણ કયું ?

ઉપર જણાવેલી જ્ઞાનક્ષેત્રની પુષ્ટિ અદ્વિતીય છતાં પણ તે સ્વયં-પુષ્ટ નથી, પરન્તુ તેની પુષ્ટિનો મૂલ હેતુ વિચારીએ તો તે માત્ર જિનકથિતપણું છે.

આગમની જે મહત્તા જૈનશાસનમાં વ્યાપેલી છે અને જૈન-જનતામાં જાણીતી થયેલી છે તેનો હેતુ બીજો કોઈ નથી, પરન્તુ તેના પ્રણેતા ત્રિલોકનાથ તીર્થંકર ભગવાન છે! અને તેથી તે આગમાદિકનું મહત્ત્વ આટલું બધું છે.

આ કારણથી જેઓ આગમાદિકની મહત્તાને માનવા છતાં પણ જો ત્રિલોકનાથતીર્થંકર ભગવાન્‌ની મહત્તાને સમજવામાં નિષ્ફલ નિવડે તો એમ કહેવું જોઈએ કે અજવાળાની મહત્તા સમજનારો સૂર્યની મહત્તા સમજવામાં નિષ્ફળ નિવડયો. જેમ અજવાળાનો આવિર્ભાવ સૂર્યને આધારે છે, તેવી જ રીતે સર્વક્ષેત્રમાં ધર્માદિના આધારરૂપ આગમો શ્રુતજ્ઞાન છે, તેનો આધાર પણ ત્રિલોકનાથ તીર્થંકર ભગવાન્ છે,

વચન કરતાં વક્તાની મહત્તા નહિં સમજનારા મનુષ્યો જેમ દુનિયાદારીમાં લાયકાતને ધરાવનાર ગણાય નહિં, તેવી રીતે આગમ-શાસ્ત્ર અને ગ્રંથની મહત્તા માનવાવાળા છતાં પણ જો ત્રિલોકનાથ તીર્થંકર ભગવાનની મહત્તાને ન માને અને ન સમજે તો જૈન-જનતામાં ગણવા માટેની પણ તેની લાયકાત રહે નહિ;

જો કે કેટલાકો આગમના પ્રણેતા તરીકે તીર્થંકર ભગવાન્‌ને માનીને તેમની તરફ નમસ્કારઆદિ-દ્વારા બહુમાન કરવામાં તૈયાર રહે છે, પરન્તુ તેઓ વર્તમાનકાલમાં णमो अरिहंताण આદિદ્વારા પણ જે અરિહંત ભગવાન્‌ને નમસ્કાર કરે છે, તે કેવલ આકાશમાં માથું હલાવવાનું છે,

આટલા માટે **આચાર્ય મહારાજ** શ્રી **જિનભદ્રગણી ક્ષમાશ્રમણ મહારાજે "અરિહંત શબ્દથી અરિહંતના આકારવાળી સ્થાપના ગણી છે, અને તેને નમસ્કાર થયો"** એમ જણાવ્યું છે.

**णमो अरिहंताणं બોલવાનું તાત્પર્ય શું?**

સામાન્ય રીતે જગતમાં પણ જે વસ્તુ અને જે મનુષ્યને યાદ કરીએ છીએ તે વસ્તુ કે મનુષ્યનો આકાર મગજમાં આવ્યા વિના રહેતો નથી,

એટલે અરિહંતને ઓળખાવનારા મનુષ્યો જે વખતે **णमो अरिहंताणं** બોલે કે ગણે તે વખતે તેના મનમાં તો અરિહંત ભગવાન્‌ની આકૃતિ આવ્યા વિના રહેવાની નથી.

જગત્‌માં કોઈપણ વસ્તુનું પ્રતિબિંબ આંખમાં પડયા શિવાય જેમ ચક્ષુ દેખવાના સ્વભાવવાળી છતાં પણ દેખી શકે નહિ, તેમ અરિહંત મહારાજને નમસ્કાર કરનારો મનુષ્ય અરિહંત-મહારાજનું સ્વરૂપ કલ્પનામાં સ્થાપ્યા શિવાય અરિહંત-મહારાજને નમસ્કાર કરવા માટે **णमो अरिहंताणं** બોલી શકે નહિ.

કદાચ કહેવામાં આવે કે માનસિક કલ્પનામાં આવતી અને ચક્ષુમાં પ્રતિબિંબિત થતી અરિહંતની સ્થાપનાને અમે જો રોકવા જઈએ તો અમારે શૂન્ય-મનસ્ક કે અંધજ થવું જોઈએ, માટે તે માનસિક કલ્પનામાં આવતી આકૃતિ અને ચક્ષુમાં આવતી આકૃતિ રૂપી સ્થાપના ભલે અમારા માટે જરૂરી હોય. પરન્તુ બાહ્ય પત્થરાદિક પદાર્થોમાં ઉપજાવેલી આકૃતિને માનવા અમે તૈયાર નથી,

એમ કહેવાવાળાએ પ્રથમ તો બાર પર્ષદાની દેશના માટે સમવસરણમાં થતું જિનેશ્વરભગવાનનું ચતુર્મુખપણું વિચારવું જોઈએ.

જો તે સમવસરણમાં મૂલ અને બાહ્ય પ્રતિબિંબ વચ્ચે એક અંશે પણ ફેર ગણવામાં આવતો હોય તો બાર પર્ષદાનું ચારે દિશામાં શ્રવણ માટે બેસવું થઈ શકે નહિં.

## સૂત્રથી પણ મૂર્ત્તિ અને પૂજાની સિદ્ધિ

વળી જંઘાચારણ અને વિદ્યાચારણ વિગેરેએ જેવી રીતે **નંદીશ્વર-કુંડલ-રૂચક** દ્વીપોમાં **તથા નંદન, સોમનસ** અને **પાંડક** વગેરે વનોમાં શાશ્વતી પ્રતિમા જુહારી તેવીજ રીતે અહિંના અશાશ્વતચૈત્યોની પ્રતિમા પણ જુહારી છે,

વળી **ઔપપાતિકસૂત્ર** કે જે સર્વસૂત્રમાં આવતા નગરાદિકના વર્ણનોના મૂલરૂપ છે અને જેની ભલામણો સૂત્રોમાં જગો-જગો પર નગરાદિકના વર્ણનોમાં **वण्णओ** એમ કહીને કરવામાં આવે છે, તે **ઔપપાતિકમાં ચંપાનગરીના** વર્ણનમાં અનેક ચૈત્યો તે નગરીમાં હતાં, એમ સ્પષ્ટ જણાવવામાં આવેલું છે,

વળી દ્રૌપદીશ્રાવિકાએ જિનેશ્વર મહારાજની પ્રતિમાની પૂજા કરી, એ વાતનો સ્પષ્ટ ઉલ્લેખ **શ્રીજ્ઞાતાસૂત્રમાં** હોવાથી ત્રિલોકનાથ તીર્થંકર ભગવાન્‌ની મૂર્ત્તિને એટલે બાહ્ય પ્રતિબિંબને દરેક સૂત્રાનુસારીએ માનવું જ જોઈએ એ ચોક્કસ વાત છે,

જો કે સૂત્રકાર મહારાજાએ તો નારદનું દ્રૌપદીએ મિથ્યાદૃષ્ટિ હોવાથી સન્માન નથી કર્યું તેથી તેને સમ્યગ્દૃષ્ટિપણે જણાવી છે, છતાં કેટલાકો ભગવાન્‌ની પ્રતિમા ઉપર જાણે દ્વેષ હોય તેમ આરંભના નામે પૂજાને ઉડાવવવાળા અને દીક્ષામહોત્સવ–મૃતકમહોત્સવ–સન્મુખગમન–વન્દન–વૈયાવચ્ચ વગેરેમાં પોતાને માટે થતા આરંભોમાં પાપ જોવાને માટે દૃષ્ટિ ખોઈ બેઠેલા લોકો તે દ્રૌપદીને સમ્યક્ત્વ વગરની કહેવાને માટે તૈયાર થાય છે, તો તેઓએ વિચારવું જોઈએ કે જો તે દ્રૌપદી સમ્યક્ત્વને ધરનારી ન હોત તો તે ત્રિલોકનાથ તીર્થંકર ભગવાન્‌ની પૂજા કરનારી પણ ન હોત!!

## મિથ્યાત્વીઓમાં પણ શ્રી જિનપ્રતિમાની પૂજાનો પ્રભાવ

ત્રિલોકનાથ તીર્થંકર ભગવાનના મુખથી જેના સમ્યક્ત્વનો નિર્ણય થયેલો છે એવા **સૂર્યાભદેવે** કરેલી ભગવાન્ ત્રિલોકનાથની પૂજાની ભલામણ **जहा सूरियाभे** એમ કરીને શાસ્ત્રકાર કરત નહિ,

આમ છતાં પણ અભ્યુપગમસિદ્ધાંતરૂપે કદાચ તે **દ્રૌપદીને** મિથ્યાત્વવાળી માની લઈએ તો ભગવાન્ જિનેશ્વર મહારાજની મૂર્ત્તિની પૂજાનો મહિમા કંઈક અદ્વિતીય સાબિત થાય છે.

કારણ કે સમસ્ત જૈનજનતા ખુબ ઉત્કૃષ્ટરીતિએ હંમેશાં પૂજન કરતી હોય અને વાર-તહેવારે વિશેષ પૂજન કરતી હોય ત્યારેજ તેની છાયા મિથ્યાત્વીમાં પડે, અને ઘણા મોટા રૂપે મિથ્યાત્વીમાં જ્યારે છાયા પડી હોય ત્યારેજ એક રાજકન્યા લગનને માટે તૈયાર થાય તે વખતે સૌ પ્રથમ જિનેશ્વરભગવાનની પૂજા કરે એવું બને.

એટલે કહેવું જોઈએ કે **કૃષ્ણમહારાજ** અને **પાંડવોના** વખતમાં જિનેશ્વર મહારાજની પ્રતિમાની પૂજાનો પ્રભાવ જૈન અને જૈનેતર સર્વેમાં વ્યાપેલો હતો. એટલે તે વખતે શ્રી જિનેશ્વરની પ્રતિમાની પૂજા જૈનોમાં વ્યાપક હતી.

વળી **દ્રૌપદી** કદાચ અભ્યુપગમસિદ્ધાંતથી મિથ્યાત્વવાળી માની લઈએ તો પણ તે પ્રતિમાની પ્રતિષ્ઠા કરનાર, તે મંદિરને બનાવનાર લોકો બહોળી સંખ્યામાં હોવા જોઈએ કે જેથી તે મિથ્યાત્વવાળા રાજભવનમાં જિનેશ્વરમહારાજની મૂર્તિ અને તેના મંદિરના અસ્તિત્વનો વખત આવ્યો.

વર્તમાનકાલના શોધકો તરફથી **ભગવાન્ મહાવીર** મહારાજના નજીકના કાલની અને ઘણી જુની મૂર્તિઓની સાબિતી જાહેર થયેલ હોઈ મૂર્તિ-પૂજાની પ્રાચીનતાની સિદ્ધિ થઈ ચૂકેલી હોવાથી શ્રીજિનેશ્વર-ભગવાનની પૂજા અને તેમની મૂર્તિઓને નહિ માનનારાઓ અને તેને નવીન માનનારાઓ કોઈપણ રીતે સત્ય માન્યતામાં રહેવાવાળા બની શકે તેમ નથી.

## સિદ્ધભગવાનની પણ આકૃતિ હોય

કદાચિત્ કહેવામાં આવે કે અરિહંત મહારાજ તો શરીરવાળા હોવાથી તેમની આકૃતિ હોય અને તેથી તેની મૂર્તિ બનાવી શકાય, પરન્તુ સિદ્ધમહારાજ તો અષ્ટકર્મથી રહિત હોય તેથી તેઓની આકૃતિ હોય નહિ, તો **णमो सिद्धाणं** વગેરેથી સિદ્ધમહારાજને યાદ

કરતાં તે સિદ્ધભગવાનોની આકૃતિના સંક્રમણનો નિયમ અને મૂર્તિ બનાવવાનું શી રીતે રહે?

આવું કહેનારે પ્રથમ તો એ ધ્યાન રાખવું કે સિદ્ધમહારાજા નામકર્મના ઉદયથી મળતા શરીર અને સંસ્થાનાદિથી રહિત છે, એ ખરૂં છે, પરંતુ તે સિદ્ધમહારાજા પણ સર્વથા અવગાહનાથી રહિત નથી, અને તેથી તે અવગાહનાને આકારે સિદ્ધની આકૃતિ હોય અને તેનું સંક્રમણ અને બનાવવું થાય તે શાસ્ત્રદષ્ટિવાળાને માટે અસંભવિત નથી,

વળી જિનેશ્વરમહારાજ કે જેઓ અરિહંતપદમાં છે તેઓની પણ જે આકૃતિ પૂજાય છે, તે સિદ્ધપદ પામવાના વખતની જ હોય છે, તેથી પર્યંકઆસન અને કાયોત્સર્ગઆસન એ બે આસનમાંથી કોઇપણ આસનની મૂર્ત્તિ હોય છે,

કારણ કે અનાદિકાળનો એ નિયમ છે કે જે જે તીર્થંકરો જે જે વખતે મોક્ષે જાય તે વખતે તે તે તીર્થંકરોને આસનો ઉપર જણાવેલા બે આસનોમાંથી જ હોય, અને તેથી ભગવાન્ જિનેશ્વર મહારાજની મૂર્ત્તિઓના આકારો પર્યંકાસન અને કાયોત્સર્ગ આસન એમ બે હોય છે.

જો કે કેટલાકોની માન્યતા એવી હતી કે ભગવાન્ જિનેશ્વરની મૂર્ત્તિઓ સમવસરણમાં દેવાતી દેશનાની વખતે જે જિનેશ્વર મહારાજનો આકાર હોય છે, તેને અનુસરીને હોય છે, પરંતુ તે વાત શાસ્ત્રકારોએ માની નથી અને ખંડન કરેલી છે. કારણ કે સમવસરણની અંદર જિનેશ્વર ભગવાનનો આકાર પ્રવચનમુદ્રા સહિત વીરાસનમાં હોય છે, એટલે ભગવાન્ જિનેશ્વર મહારાજાઓ દેશનાની વખતે સમવસરણમાં સિંહાસન ઉપર બેસી પાદપીઠ ઉપર પગ સ્થાપન કરીને દેશના આપે છે, એ કારણથી આચાર્યો પણ એજ મુદ્રાથી દેશના આપે છે.

ચૈત્યવંદન બૃહત્‌ભાષ્યમાં **શ્રીશાન્તિસૂરિજી** જણાવે છે કે— **"શ્રી જિનેશ્વર મહારાજાઓ અને આચાર્યોની દેશનામાં યોગમુદ્રા જ હોય."**

ફરક એટલો જ છે કે—ભગવાન્ જિનેશ્વરમહારાજાઓ કલ્પાતીત હોવાથી રજોહરણ અને મુહપત્તિ ધારણ કરનારા હોતા નથી અને તેથી દેશના દેતી વખતે બંને હાથ યોગમુદ્રાથી રહેલા હોય છે, પરંતુ આચાર્યમહારાજાઓ કલ્પાતીત ન હોવાથી તેઓને રજોહરણ અને મુખવસ્ત્રિકા રાખવાની હોય છે અને તેથી તે આચાર્યમહા-રાજાઓને યોગમુદ્રાથી હાથ રાખવાનો નથી હોતો, પરંતુ મુખવસ્ત્રિકા મુખ આગળ રાખવાની હોવાથી તે યોગમુદ્રામાં અપવાદ થાય છે.

કેટલાકના કહેવા પ્રમાણે જો આચાર્યોને દેશનાની વખતે મુખ-વસ્ત્રિકા મુખે બાંધવાની હોત તો યોગમુદ્રામાં અપવાદ ધરવાની જરૂર નહોતી. કેમકે યોગમુદ્રા બે હાથથી જ કરવાની છે અને જો આખા શરીરને અંગે વિચાર કરીએ તો કપડો અને ચોલપટ્ટાનો પણ ફરક જણાવવો પડે. કેમકે ધર્મના ઉપદેશ કરનારા આચાર્યો જિનકલ્પી કે પરિહારકલ્પી તો હોય નહિ, પરંતુ સ્થવિર કલ્પી હોય, અને તેઓ કપડા અને ચોલપટ્ટાને ધારણ કરનારા જ હોય અને દેશનાની વખતે કપડો અને ચોલપટ્ટો જરૂર હોય, એ વાત સર્વ—સુજ્ઞને માનવી પડે તેમ છે.

એટલે આખા શરીરના અંગેનો ફરક જણાવવાનો નથી, પરંતુ ભગવાન્ જિનેશ્વર મહારાજાની બે હાથથી થતી એવી જે યોગમુદ્રા જણાવી છે, તેના અપવાદમાં મુહપત્તિનું ધારણ લીધું છે, તેથી કેવળ હાથથી જ મુહપત્તિ ધારણ કરવાનું રહે છે એ સ્હેજે સમજાય તેમ છે.

ચાલુ પ્રકરણમાં માત્ર એટલું જ કહેવાનું કે **જિનેશ્વર મહા-રાજાઓની વર્ત્તમાન મૂર્તિ સમવસરણની અવસ્થાને અનુસરતી નથી, પરંતુ તેઓશ્રીની સિદ્ધદશાને અનુસરતી**

છે. ખુદ જિનેશ્વર ભગવાનની મૂર્ત્તિ જ્યારે પ્રાપ્ત થતી સિદ્ધદશાને અનુસરતી છે તો બીજા સિદ્ધમહારાજાઓની મૂર્ત્તિ પણ પ્રાપ્ત થતી સિદ્ધદશાને અનુસરતી હોય તેમાં આશ્ચર્ય શું?

## અરિહંત અને સિદ્ધમાં તફાવત શો!

કેટલાક તરફથી એવી શંકા થશે કે ભગવાન્ જિનેશ્વર મહારાજ અને સામાન્યસિદ્ધ ભગવાનની મૂર્ત્તિઓ જ્યારે સિદ્ધદશાને અનુસરતી હોય તો પછી ભગવાન્ અરિહત અને ભગવાન્ સિદ્ધની મૂર્ત્તિની ભિન્નતા કેવી રીતે જાણવી?

આ શંકાના સમાધાનમાં કહેવું જોઇએ કે ગજ–અશ્વ આદિ લાંછનવાળી મૂર્ત્તિ હોય તે અરિહંતભગવાનની મૂર્ત્તિ ગણાય, તેમ જ પંચકલ્યાણકવાળા પરિકરયુક્ત કે અષ્ટપ્રાતિહાર્ય યુક્ત જે મૂર્ત્તિ હોય તે જિનેશ્વરભગવાનની મૂર્ત્તિ ગણાય. અને જે મૂર્ત્તિમાં ગજ, અશ્વાદિ લાંછનો ન હોય, પંચકલ્યાણકની રચના ન હોય, કે અષ્ટપ્રાતિહાર્ય ન હોય તે મૂર્ત્તિઓ સિદ્ધભગવાનની ગણાય.

જો કે સામાન્યસિદ્ધોને સિદ્ધ થતી વખતે પર્યંકાસન અને કાયોત્સર્ગઆસન જ હોય એવો નિયમ નથી, કિન્તુ આમ્રકુબ્જાદિઆસનો પણ હોય છે, પરંતુ જિનેશ્વરમહારાજની મૂર્ત્તિઓનાં બે આસનોને અનુસરીને જૈનધર્મની મૂર્ત્તિઓની સ્થિતિસ્થાપકતાને માટે સામાન્યસિદ્ધભગવાનોની મૂર્ત્તિઓમાં પણ પર્યંકાસન અને કાયોત્સર્ગઆસન રાખવામાં આવ્યાં હોય એ ચોક્ખું દેખાય છે.

જો કે સર્વ તીર્થંકરો શરીર અને મુખાદિની આકૃતિથી સરખા જ હોય એમ કહી કે મનાવી શકાય નહિ, તો પણ સકલતીર્થંકર અને સિદ્ધોની આરાધના તેમની વ્યક્તિ તરીકે હોતી નથી, પરંતુ તેમના વીતરાગત્વાદિ ગુણોને અંગે હોય છે, અને તેથી સકલ તીર્થંકર અને સિદ્ધોની મૂર્ત્તિમાં આદર્શપણું રાખવા માટે વીતરાગત્વાદિને જણાવવાવાળી આકૃતિ રાખવામાં આવે છે.

આ ઉપરથી તીર્થંકરમહારાજાઓનો વર્ણ હોય તેના કરતાં ભિન્નવર્ણવાળી અને તીર્થંકર ભગવાનનું જે શરીર પ્રમાણ હોય તેના કરતાં ભિન્ન પ્રમાણવાળી મૂર્ત્તિઓ માનવાથી સાધ્યસિદ્ધિ થવામાં હરકત નથી.

## શ્રી ઉમાસ્વાતિવાચકજી મહારાજ શું ફરમાવે છે?

આ કારણથી પૂ. **શ્રી ઉમાસ્વાતિ વાચકજી મહારાજ** અંગુઠા જેટલી પણ જિનેશ્વર મહારાજની મૂર્ત્તિ બનાવવી ફલદાયક તરીકે જણાવે છે.

જૈનજનતા એ વાત તો સારી પેઠે સમજી શકે તેમ છે કે કોઇપણ તીર્થંકરનું કે કોઈપણ સિદ્ધનું ઉત્સેધાંગુલની અપેક્ષાએ કે આત્માંગુલની અપેક્ષાએ અંગુઠા જેટલું શરીરનું પ્રમાણ હોય નહિ.

એટલે સ્પષ્ટ થયુ કે જિનેશ્વર ભગવાન્નું સિદ્ધ થતી વખતે જે માપ હોય તે માપની મૂર્ત્તિ માન્ય કરવી એમ કહી શકાય નહિ, જ્યારે ખુદ શરીરના પ્રમાણમાં પણ મૂર્ત્તિના પ્રમાણનો નિયમ ન રહે, આકારમાં પણ શરીરના પ્રમાણ સાથે મૂર્ત્તિના આકારનો નિયમ ન રહે, તો પછી વર્ણાદિકનો નિયમ મૂર્ત્તિમાં પણ જિનેશ્વર ભગવાન્ના વર્ણ જેવો રાખવો, એવું કથન સત્યથી વેગળું કેમ નથી?

જો કે ચક્રવર્તી ભરતમહારાજાએ અષ્ટાપદતીર્થ ઉપર ચોવીસે ભગવાન્ની મૂર્ત્તિઓ તેઓના વર્ણ-પ્રમાણના ધોરણે કરેલી છે, એમ શાસ્ત્રકારો કહે છે, છતાં પણ બીજાં પ્રમાણ અને બીજા વર્ણવાળી પણ મૂર્ત્તિઓ કરવાનું શાસ્ત્રકારો ફરમાવે છે, તેથી તથાપ્રમાણાદિ વાળી મૂર્ત્તિઓ હોય કે અન્યથા પ્રમાણાદિવાળી મૂર્ત્તિઓ હોય તો પણ તે શાસ્ત્રાનુસારી દૃષ્ટિએ તો માન્ય છે.

એ અપેક્ષાએ **આવશ્યકનિર્યુક્તિ** આદિના અને **શ્રી ઉમાસ્વાતિવાચકજી** આદિના વચનો પરસ્પર અવિરોધી છે, એમ સજ્જનો સ્હેજે સમજી શકશે.

## મૂલપ્રમાણવાળી શું મૂર્ત્તિઓ હોય એવો નિયમ નથી?

વળી **વિદ્યુન્માલીદેવતાએ** બાવનાચંદનની બનાવેલી ભગવાન્ **મહાવીર** મહારાજાની ચિત્રશાળાના કાયોત્સર્ગની અવસ્થાવાળી જે મૂર્ત્તિ ભરાવી હતી અને જે મૂર્ત્તિને શાસ્ત્રકારો **જીવંતસ્વામી** તરીકે વખાણે છે, તે મૂર્ત્તિ સ્વરૂપે અને પ્રમાણે **ભગવાન્ મહાવીર મહારાજાની** સમાનતામાં ન્હોતી એ વાત સુજ્ઞોના ધ્યાન બહાર નથી. તેથી જે પ્રમાણે અને જે સ્વરૂપે તીર્થંકરમહારાજાઓ હોય તેજ પ્રમાણે અને તેજ સ્વરૂપે ભગવાન્ની પ્રતિમા હોવી જોઇએ એવો નિયમ નથી.

શાસ્ત્રકારો પણ ચિત્રકર્મની સ્થાપના કરવાનું જે જણાવે છે તે હકીકત ધ્યાનમાં લેતાં સ્થાપના એટલે પ્રતિમામાં મૂલવ્યક્તિના સરખું રૂપ અને માપ હોવું જોઇએ એવો નિયમ ટકી શકે તથી.

વળી વર્ત્તમાનમાં જે ફોટોગ્રાફરો ફોટાઓ લે છે તે ફોટાઓમાં જેઓના ફોટા પડેલા હોય છે તેઓનાં વર્ણ અને માન સરખાં હોતાં નથી એ પ્રત્યક્ષ જ છે, છતાં તો ફોટાઓ ઉપરથી અસલ વ્યક્તિનું ચિત્ર નથી, એમ કોઈપણ સમજુ મનુષ્ય તો કહી શકે તેમ નથી.

મૂર્તિને નહિં માનનારો વર્ગ જો **ક્રિશ્ચિયન** હોય છે તો પ્રાચીન પંથવાળો જો **રોમન કેથોલિક** હોય છે, તો તે **ઈસુની** મૂર્તિને માનવાવાળો હોય છે, જો કે **પ્રોટેસ્ટંટ** તરીકે પ્રવર્તેલો નવો પંથ **ઈસુની** મૂર્તિને નથી માનતો, એમ પોતાને ગણાવે છે, છતાં તેઓ પણ પોતાના દેવળ ઉપર તથા પોતાની પાસે જે ક્રોસ રાખે છે તે કેવળ **ઇસુનું** સ્થાપન જ છે.

### સ્થાપનાનું પ્રાબલ્ય કેટલું?

વળી વ્યવહારમાં સિક્કા, સ્ટેમ્પો (એટલે દસ્તાવેજના તથા પોસ્ટના વિગેરે) સ્થાપનાવાળા આદરાયેલા છે. જો સિક્કા વગેરેમાંથી સ્થાપના ઘસાઈ જાય છે તો તે ભંગાર અને રદ્દી કાગલમાં ગણાય છે.

વળી ટપાલમાં નાખવામાં આવતા કાગળો વિગેરે સ્થાપના રૂપ અક્ષરો મોકલાય છે, અને તે પહોંચે છે. કોઈપણ મનુષ્ય સરનામું કર્યા વગર જેની ઉપર કાગલ મોકલવો હોય તેનું માત્ર નામ લઈને કાગળ ટપાલમાં નાખે તો તે પહોંચતો નથી, એમાં કોઈથી ના પડાય તેમ નથી, એટલે નામ કરતાં સ્થાપનાનું કેટલું પ્રાબલ્ય છે! એ સહેજે સમજાય તેમ છે.

વળી સ્મરણ કરનારાઓને નામ માત્રથી તેના ગુણોનું અનુમાન કે સ્મરણ તેવું થઈ શકતું નથી, તો પછી આદર્શ પુરુષપણાનો ખ્યાલ તો આવે જ ક્યાંથી? પરંતુ જેની આકૃતિ દેખેલી હોય તેનું જો આકૃતિના સ્મરણ સાથે નામનું સ્મરણ કરવામાં આવે તો જરૂર તેના ગુણોનું અને તેના આદર્શ પુરુષપણાનું સ્મરણ થયા સિવાય રહેતું નથી.

એટલે જેઓને ઇશ્વરનું નામ ભજવું છે, તેઓને તો ઈશ્વરની સ્થાપના માન્યા સિવાય છુટકો જ નથી.

## મૂર્તિ માન્યા વિના ચાલે તેમ નથી

જો કે કેટલાકના મતે ઇશ્વર અશરીરી અને જગદ્વ્યાપક છે. તેથી ઈશ્વરની પ્રતિમા ન થાય એમ કહેવાય છે, પરંતુ જ્યારે જગત્ એ મૂર્તિમત્ વસ્તુ છે અને તેનો આકાર કોઈપણ જાતનો છે તો પછી ઈશ્વરનો પણ તે જ આકાર જગદ્વ્યાપીપણા માટે માનવો પડે, ગોળનો જેમ સ્વતંત્ર આકાર નથી, છતાં ઘડામાં રહેલ ગોળનો ઘડો એજ આકાર હોય છે, તેવી રીતે જગતમાં ઈશ્વર વ્યાપક છે એમ માનનારાને પણ જગત્‌ના આકાર સરખા આકારવાળી ઇશ્વરની મૂર્તિ ઈશ્વરની આરાધના માટે માનવી જ પડે.

પરંતુ એક વાત ધ્યાનમાં રાખવાની છે કે ઇશ્વરને સર્વથા શરીર રહિત માનવામાં આવે તો તેને મુખ ન હોય, અને મુખ ન હોય તો વક્તાપણું ન હોય, અને જો વક્તાપણું ન હોય તો તેમના મતનાં

શાસ્ત્રો ઈશ્વરે કહેલાં હોય એવો સંભવ જ નથી, એટલે બાઈબલ, કુરાન અને વેદ એ ઇશ્વરનાં કહેલાં નહિ, પણ ઈશ્વરના નામે બીજાઓએ કલ્પેલાં માનવાં પડે.

## પરમેશ્વરનાં વચનોને સાક્ષાત્— શ્રવણ કરવાનું સદ્ભાગ્ય કોનું ?

વાચકવૃંદે ધ્યાન રાખવું કે સાક્ષાત્ પરમેશ્વરનાં વચનોને સાંભળવાનું સદ્ભાગ્ય જો કોઈને પણ મળ્યું હોય તો તે માત્ર જૈનજનતાને જ મળેલું છે.

કારણ કે તેઓ પોતાનાં શાસ્ત્રો પરમેશ્વરે કહેલાં છે, એમ માને છે. **બાઈબલ** અને **કુરાનવાળાઓએ** વચમાં પુત્રની અને સંદેશ-વાહકની કલ્પનાઓ કરી છે, અને તે દ્વારા પરમેશ્વરનાં વચનો આવ્યાં, એમ માન્યું છે.

વળી વેદવાળાઓએ પણ અગ્નિ, વાયુ અને રવિથી વેદત્રયીનો ઉદ્ધાર માન્યો છે, એ વિગેરે વસ્તુ સમજીને વિચારનારો મનુષ્ય **બાઈબલ** આદિશાસ્ત્રોને અનીશ્વરીય માનશે અને સાથે જૈનશાસ્ત્રોને ઇશ્વરીય માનશે.

ખરી રીતે જૈનોના જે પરમેશ્વરો અરિહંત તરીકે હોય છે, તેઓ શરીરવાળા હોય છે અને તેથી તેઓની મૂર્તિ જૈનોને માનવી એ ન્યાયયુક્ત છે.

જૈનમાર્ગમાં આવતા લોકોને અટકાવવા માટે બીજાઓએ ઇશ્વરનો દીકરો–ઈશ્વરનો દલાલ–ઈશ્વરનો અવતાર વિગેરેની મૂર્તિઓ અગર માન્યતા શરૂ કરી દીધી, પરન્તુ વાસ્તવિક રીતિએ ઈશ્વરની સાથે સંબંધ ધરાવનારી એક પણ સ્થાપના જૈનમાર્ગ સિવાય બીજા કોઈ માર્ગવાળાથી કરી શકાય તેમ નથી, પરંતુ વ્યવહાર અને નિશ્ચય ઉભયથી સ્થાપનાનું, આદર્શ પુરુષને સ્મરણ કરવાનું, કારણપણું માન્યા સિવાય છુટકો નથી.

ભૂગોળને ભણવા-ભણાવવાવાળા અને મકાન વિગેરેને ચણવા-વાળાઓને ડગલે ને પગલે આકાર સિવાય અડચણ પડે, તે વાત વિવેકીઓની ધ્યાન બહાર હોય જ નહિ.

## આર્યનું લક્ષણ શું?

નવો પંથ જે વર્તમાનમાં આર્યસમાજના નામે નિકળ્યો છે તે પંથને અંગે તત્વદષ્ટિથી વિચારીએ તો જેમ જગતમાં હલકી નાતને મ્હોટી નાત તરીકે બોલાવવાનું થાય છે, તેવી રીતે જ આ સમાજનું નામ **આર્યસમાજ** તરીકે ગણાયું છે.

વાસ્તવિક દૃષ્ટિએ જોઈએ તો **આર્યનું લક્ષણ વર્ણ-વ્યવસ્થા અને પ્રભુમૂર્તિની પૂજામાં અત્યંત લીનપણું હતું.** જગજાહેર વાત છે કે મુનિઓના વિરોધી તરીકે અસલથી જો કોઇ પણ હોય તો તે માત્ર યવનોની જ કેટલીક જાત હતી, છતાં આ અનાર્યસમાજે તે જ રસ્તો ગ્રહણ કરી હિન્દુઓ પાસે મૂર્તિપૂજાનો અનાદર કરાવીને હિંદુઓને યવનોની લાઇનમાં મહેલવાનું દુઃસાહસ કર્યું છે.

## મૂર્તિની જગોપર દયાનંદની સ્થાપના

એવી રીતે યવનોમાં વર્ણવ્યવસ્થા જેમ નહોતી તેમ આ અનાર્ય સમાજે પણ વર્ણવ્યવસ્થાનો મૂલથી અનાદર કર્યો છે, છતાં તે અનાર્ય સમાજના લોકો પોતાના માનીતા ગુરુ **દયાનંદની** છબીઓનો તો સારો સત્કાર કરે છે.

તે લોંકોને એ વિચાર નથી આવતો કે જો પરમેશ્વરની પ્રતિમા જડ છે તો પછી આ **દયાનંદની** છબી શું જડ નથી? કે તેનો સત્કાર કરાય છે.

તત્વજ્ઞ મનુષ્ય સમજી શકશે કે આ અનાર્યસમાજે પરમેશ્વરને ઉઠાવી દયાનંદને ઘુસેડી દીધા એવી જ રીતે ભગવાન્ જિનેશ્વરની મૂર્ત્તિને નહિં માનનારા ઢુંઢીયા વિગેરેએ પણ પોતાની તસ્વીરો સેંકડો પડાવી અને ભગવાનની પ્રતિમાને અમાન્ય ગણવાનું રાખ્યુ.

## વિરાધનાને નામે પૂજાનો નિષેધ કેમ?

કેટલાક ઢુંઢીયાઓ તરફથી ભગવાનની પ્રતિમાની પૂજાને અંગે એમ કહેવામાં આવે છે કે પ્રભુની પૂજા કરતાં પાણી, ફુલ વિગેરેની વિરાધના થાય છે માટે તે પૂજા કરવી યોગ્ય નથી. આવું કહેનારે વિચારવું જોઈએ કે ભગવાન્ શ્રી **મહાવીર** મહારાજને વાંદવા માટે **શ્રેણિક મહારાજા** ગયા તે વખત મહારાજા **શ્રેણિકના** ઘોડાના પગ તળે દેડકો ચંપાઇ ગયો અને તે પછી મરી ગયો. એ હકીકત **શ્રમણ ભગવંત** મહારાજ પ્રથમથી જ કેવલજ્ઞાન દ્વારા જાણતા હતા, છતાં તેઓએ **શ્રેણિકને** વંદન કરવા ન આવવાનું સુચવ્યું નહિં.

એટલું તો યાદ રાખવું કે ભગવાન **મહાવીર મહારાજે શ્રી ગૌતમસ્વામિજીને** મોકલીને **મહાશતકને** ફક્ત કટુક વચનનું જ આલોચનાદિ કરાવ્યું છે, તો પછી આ દેડકાનું મરણ દેખીને ભગવાન્ **મહાવીર મહારાજા શ્રેણિક મહારાજને** વંદન માટે આવવાનો નિષેધ કેમ ન કરે? એટલું જ નહિં પણ દરેક શહેરોમાં ઘણા જ ઠાઠમાઠથી રાજામહારાજાઓ ભગવાન્ **મહાવીર મહારાજાને** વંદન કરવા માટે આવેલા છે. તે જણાવી આપે છે કે—

**ભક્તિની મુખ્યતા આગળ સ્થાવરની જાણીતી હિંસાને સ્થાન તો અપાતું નથી, અર્થાત્ સ્થાવરની હિંસાને નામે ભક્તિનો નિષેધ કરાતો નથી.**

વળી સ્થાનકવાસીઓ પોતે સાધુઓ સ્હામા જાય છે તે વખતે સામાયિક–પૌષધ કરીને જતા હોય એમ બનતું નથી, તો અવિરતિ અગર દેશવિરતિવાળા ગૃહસ્થો કે જે તપેલા લોઢાના ગોળા સમાન છે તેઓની સ્હામા જવાની પ્રવૃત્તિ હિંસામય છે એ જાહેર છે, તો કયા સ્થાનકવાસી સાધુએ શ્રાવકોને પોતાની સ્હામા નહિં આવવાનાં પચ્ચખ્ખાણ કરાવ્યાં? કયા સ્થાનકવાસી સાધુએ દીક્ષામહોત્સવ નહિં કરવાનાં પચ્ચક્ખાણ કરાવ્યાં?

જો અનેક પ્રકારનો આરંભ છતાં પણ દીક્ષાના વરઘોડામાં નુકશાન નથી, તો પછી જિનેશ્વર ભગવાનની પ્રતિમાની પૂજામાં નુકશાન ક્યાંથી આવ્યુ ?

વળી સ્થાનકવાસી સાધુઓ મરી જાય છે, ત્યારે તેના મડદાનો મ્હોટો મહોત્સવ કરે છે, તે મડદું નથી તો બોલતું કે નથી તો સચેતનતા રાખતું અને નથી તો કોઈપણ જાતના ગુણઠાણાને ધારણ કરતું ! છતાં તેવા મડદાનો મહોત્સવ કરનારા સ્થાનકવાસીઓને સીધી દૃષ્ટિએ તો મડદાનાજ પૂજારી કહેવા જોઈએ, તે મડદાના મહોત્સવમાં છએ કાયનો આરંભ થાય છે, તે પ્રત્યક્ષસિદ્ધ છે, છતાં કોઈપણ સ્થાનકવાસીએ પોતાના સાધુના મડદાને ગામ બહાર ખાઈમાં ફેંક્યું નહિં તેમજ કોઈપણ સ્થાનકવાસી સાધુએ જડ ગુણઠાણારહિત એવા મડદાનો ઓચ્છવ નહિં કરવાનું કે માંડવી નહિં કરવાનું પચ્ચખ્ખાણ કરાવ્યું નહિ.

આ ઉપરથી સુજ્ઞ મનુષ્ય જોઇ શકશે કે જેમ **અનાર્યસમાજે દેવની જગા પર દયાનંદને દાખલ કર્યા, તેમ આ સ્થાનકવાસીઓ દેવને ઉઠાવીને પોતે જ ઘુસી ગયા.**

## અતિશયોથી યુક્ત ભગવાન ભોગી કેમ નહિ ?

સ્થાનકવાસી સાધુઓ પણ એટલું તો કબુલ કરશે કે–તેમના માનેલા ભગવાન્ જ્યારે વિચરતા હતા, ત્યારે અશોકવૃક્ષાદિક આઠ પ્રાતિહાર્યો ચોવીસે કલાક તેમની જોડે રહેતા હતા, તો પછી જે ભગવાન્ દેવતાઈ–ઋદ્ધિથી અને દેવતાઇ સેવાથી ખુદ હયાતીમાં ભોગી તરીકે ન ગણાયા, પણ વીતરાગ તરીકે ગણાયા, તે ભગવાનની પ્રતિમાની ચંદન, પુષ્પ, ઘરેણા આદિથી સેવા કરતાં ભગવાન્ ભોગી બને છે, એવુ બોલનાર સ્થાનકવાસીઓ કેટલા ભવ સુધી જીભ વગરની એકેન્દ્રિય જાતિમાં જકડાશે, તેનો હિસાબ તો જ્ઞાનીમહારાજ જાણી શકે !

**ઉપરની બધી હકીકત યાત્રિકગણનો નેતા જ્યારે બરોબર સમજે છે, ત્યારે અદ્વિતીય-ભક્તિથી સ્થાને-સ્થાને ભગવાન્ જિનેશ્વર-મહારાજની પ્રતિમાનાં દર્શન-પૂજન આદિ બનવાના છે, એમ ધારી પોતાના આત્માને યાત્રિક-ગણનો નેતા બનાવવાને તૈયાર થાય છે.**

**યાત્રિકગણનો નેતા કેવો?**

યાત્રિકગણનો નેતા સ્પષ્ટ રીતે સમજી શકે છે કે—

ગણધરમહારાજે કરેલા **શ્રીઆવશ્યકસૂત્રમાં (अरिहंत-चेइयाणं०)** એક અરિહંત અને સર્વ અરિહંતના વંદન-પૂજન-સત્કાર અને સન્માનનું ફલ ઇચ્છિવા માટે કાયોત્સર્ગ કરવામાં આવે છે અને તે કાયોત્સર્ગમાં ભવાંતરે ધર્મની પ્રાપ્તિ અને પરંપરાએ મોક્ષની પ્રાપ્તિ થવાનું જણાવવામાં આવે છે,

તેથીજ સ્થાનકવાસી લોકોએ પોતે શ્રી **આવશ્યક** સૂત્ર જુદું કલ્પી કાઢયું લાગે છે, કેમકે તેમની માન્યતા પ્રમાણેના પાઠવાળી શ્રી આવશ્યકસૂત્રની પ્રત તે સ્થાનકવાસીઓની ઉત્પત્તિ પહેલાંની કોઈપણ જગો પર છે નહિ, અને છે એમ તેઓ પણ કહી શકતા નથી,

ગણધર મહારાજના કરેલા શ્રી **આવશ્યકસૂત્રના** આધારે ભગવાનની પ્રતિમાની પૂજાનું ફલ સામાયિકમાં પણ ઇચ્છિવા લાયક છે, તો પછી અ-સામાયિક અવસ્થામાં સમ્યગ્દષ્ટિને ધારણ કરવાવાળો જૈન તો ભગવાન જિનેશ્વરની પ્રતિમાની પૂજ્યતા માટે સતત તૈયાર રહે અને એવી લાગલાગટ સ્થાને-સ્થાને રહેલી ભગવાન અરિહંતની પ્રતિમાદિની પૂજા વિગેરેનો લાભ યાત્રિક-ગણનો નેતા બનવાથી મને ડગલે-પગલે સાંપડશે, એમ ધારી તે યાત્રિક ગણનો નેતા બનવા તૈયાર થાય.

## શ્રી જિનેશ્વર મહારાજની પ્રતિમા બનાવવાથી થતા લાભો.

ઉપર જણાવ્યા પ્રમાણે મોક્ષના અર્થી જીવોએ ભગવાન્ જિનેશ્વર મહારાજની પ્રતિમા બનાવવી એ જરૂરી છે, એમ સમજાશે.

પ્રતિમા બનાવનારને એટલું તો સ્હેજે સમજાય તેવું છે કે જેટલા કાલ સુધી જેટલા જેટલા જૈનો તે જિનેશ્વર મહારાજની પ્રતિમાના દર્શનથી જિનેશ્વર ભગવાન્નું દેવપણું સ્મરણ કરશે અને તે દ્વારા જે જે જૈનો આત્મામાં સંસ્કારિત થશે, તે સમગ્ર લાભનું કારણ સ્પષ્ટ રીતિએ તે જિનેશ્વર ભગવાન્ની પ્રતિમા ભરાવનારો મહાનુભાવ છે.

વળી તે જિનેશ્વર મહારાજની પ્રતિમાની સાથે રહેલા અષ્ટ પ્રાતિહાર્યયુક્ત પરિકરને દેખીને જેઓ ભાવતીર્થંકરનું સ્મરણ કરી તે દ્વારા અનેક ભવનાં સંચિત-કર્મનો ક્ષય કરશે, તેનું કારણ પણ તે પ્રતિમા કરાવનાર મહાનુભાવ છે.

જિનેશ્વર ભગવાન્ની પ્રતિમાના પરિકરમાં ઘડેલા કલશો વગેરે દેખીને જિનેશ્વર મહારાજના જન્માભિષેકની વખતે ઇંદ્રમહારાજે કરેલા મહોત્સવનું સ્મરણ કરી જિનેશ્વરમહારાજની જન્મ અવસ્થાથી પૂજ્યતા સમજી જે પવિત્રતમ વિશિષ્ટ ભાવના ધરનારો મનુષ્ય સમુદાય થશે અને તે ભાવનાદ્વારા દેવતાને પણ દુર્લભ એવી આત્માની જે પવિત્રતા કરશે, તેનું કારણ પણ શ્રી જિનેશ્વર ભગવાન્ની પ્રતિમા બનાવનારો મહાનુભાવ છે.

વળી સાધુઓના આચારને અંગે જે ગામમાં જિનેશ્વર ભગવાન્ની પ્રતિમાજી બિરાજમાન હોય તે ગામ જો વિહારમાં વચમાં આવતું હોય તો સાધુ મહાત્માએ તે ભગવાન્ની પ્રતિમાને વંદન કરવા જવું જોઇએ અને વગર કારણે ન જાય તો પ્રાયશ્ચિત્ત આવે એમ હોવાથી તે ગામ કે જેમાં ભગવાન્ જિનેશ્વરમહારાજની પ્રતિમા બિરાજમાન કરેલી છે, એમાં જરૂર સાધુ મહાત્માઓ આવે

અને તેઓના આવવાથી પ્રવચનની વૃદ્ધિ અને, જ્ઞાન, દર્શન અને ચારિત્રની પ્રભાવના થાય, તેનું કારણ તે ભગવાન્ જિનેશ્વરની પ્રતિમાજ છે, તેથી તે પ્રતિમા રૂપ દેવદ્રવ્ય સાધુ મહાત્માદ્વારા પ્રવચનની વૃદ્ધિ તેમ જ જ્ઞાન, દર્શન અને ચારિત્રની પ્રભાવના કરનાર થાય છે.

આ વાત સ્પષ્ટપણે **શ્રી ઉપદેશપદાદિની** ટીકાઓમાં કહેલી છતાં જેઓ 'जिणपवयण०' ગાથાને નામે દેવદ્રવ્ય શ્રાવકોને ખવડાવવા કે જ્ઞાનાદિક ક્ષેત્રોને પોષવા લઈ જવા માંગે છે, તેઓ સાધુ હોય કે શ્રાવક હોય પણ તેઓ શાસ્ત્રોના જ્ઞાનથી શૂન્ય હોવા સાથે પોતે ભવમાં ડુબી બીજાને ભવમાં ડૂબાડવાને માટે તૈયાર થયેલા છે એમ સમજવું.

## શ્રી જિનેશ્વરમહારાજની પ્રતિમા બનાવવાથી થતો લાભ પ્રતિમાના પ્રમાણમાં કે ભાવમાં?

**શ્રી નિશીથચૂર્ણી** વગેરે શાસ્ત્રોમાં સ્ત્રીલંપટી **કુમારનંદી-સ્વર્ણકારે** અચ્યુત દેવ યા **નાગિલશ્રાદ્ધના** ઉપદેશથી ભવાંતરે જૈનધર્મની પ્રાપ્તિ થવા માટે ભગવાન્ **મહાવીર** મહારાજની મૂર્તિ ભરાવી, એમ જણાવ્યુ છે તે હકીકતને સમજનારો મનુષ્ય ભગવાન્ જિનેશ્વરમહારાજની મૂર્તિને બનાવતી વખતે ભવાંતરમાં ધર્મની પ્રાપ્તિ થવાનું ધ્યેય કોઈ દિવસ પણ ભુલી શકે નહિ, પરન્તુ તે પ્રાપ્તિરૂપે ફલ કે સમ્યક્ત્વઆદિ શુદ્ધિ રૂપે ફલ કોને આભારી છે? તે વિચારવાની અનિવાર્ય જરૂર છે. શું નાની પ્રતિમા બનાવવાવાળો તે ભવમાં સમ્યક્ત્વઆદિની શુદ્ધિ ઓછી પામે? અગર ભવાંતરમાં ધર્મની પ્રાપ્તિ ઓછી થાય?

અને મ્હોટી પ્રતિમા ભરાવવાવાળો મનુષ્ય શું આ ભવમાં સમ્યક્ત્વ આદિની શુદ્ધિને વધુ પામે અગર ભવાંતરમાં સમ્યક્ત્વ આદિની પરાકાષ્ઠાને પામે શું?

આ શંકાના ઉત્તરમાં પૂ. આ. **શ્રી હરિભદ્રસૂરિજી** **बिंबं महत्०** એ વગેરે કારિકાદ્વારા સ્પષ્ટ કહે છે કે—

"ભગવાન્‌ની પ્રતિમાના મહત્‌પણાથી ફલનું મહત્‌પણું નથી, તેમ તેના ન્હાનાપણાથી ફલનું અલ્પપણું નથી, પરન્તુ તે પ્રતિમા બનાવતી વખતે જાળવવામાં આવેલો વિધિ અને થયેલ પરિણામની વૃદ્ધિને આધારે ફલ ઉત્પન્ન થાય છે."

આ સ્થાને એ શંકા જરૂર થશે કે જ્યારે મ્હોટા અને ન્હાના એવા જિનેશ્વરનાં બિંબ કરાવવાથી કંઇપણ ફલનો ફરક પડતો નથી, તો પછી અત્યંત પ્રયાસથી અને ઘણું ધન ખર્ચીને મ્હોટા—મ્હોટા બિંબો શા માટે ભરાવવાં? અને કેમ ભરાવાયાં? અને ભરાવાય છે?

આવી શંકા કરનારે પ્રથમ સમજવું જોઇએ કે—

વૈભવ અને શક્તિને પામેલો શ્રદ્ધાળુ મનુષ્ય જો મહાન્ બિંબને કરે તો તેણે શક્તિ ગોપવી ન ગણાય અને ઉદારતા કરી ભાવઉલ્લાસ સફલ કર્યો એમ ગણાય.

પરન્તુ જો તે વૈભવશાલી અને શક્તિસંપન્ન મનુષ્ય મહદ્ બિંબ ન બનાવડાવતાં માત્ર ન્હાનું જ બિંબ બનાવે, તો તેણે પોતાના શક્તિ અને વૈભવ અનુસરતું ન કર્યું—એમ કહેવાય, અને તેથી તેના ભાવોલ્લાસની ખામી છે, એમ નક્કી થાય, જેથી ભાવોલ્લાસ દ્વારા થતું ફલ તે મેળવી શકે નહિ—એ ચોકખું છે.

પૂ. આ. **શ્રીહરિભદ્રસૂરિજી** જે મોટા બિંબ અને ન્હાના બિંબ બનાવવાના ફળમાં સરખાવટ કહી છે, તેનું તાત્પર્ય એ છે કે—"વૈભવ અને શક્તિસંપન્ન મનુષ્યે પાંચસો ધનુષ્ય જેટલા પ્રમાણવાળા મ્હોટા બિંબો ભરાવીને જે ફલ મેળવી શકે, તે ફલ ભાવોલ્લાસને ધરાવવાવાળો જો વિભવ અને શક્તિથી હીન હોય તો ન્હાની ન્હાની પ્રતિમા ભરાવવામાં પણ મેળવી શકે."

એ કારિકાનું તાત્પર્ય ગુરુગમદ્વારા સમજ્યા વિના માત્ર શબ્દાર્થ આગળ કરી મ્હોટાં બિંબો કરવાની ક્રિયામાં અલ્પફલતા ધારવી નહિ, અગર ન્હાનાં બિંબો કરવામાં જ મ્હોટું ફલ છે, એમ પણ ધારવું નહિ.

જેવી રીતે ભગવાન્ જિનેશ્વર મહારાજની પ્રતિમાના મ્હોટા અને ન્હાનાપણાને અંગે ફલનું અધિકપણું કે ન્યૂનપણું નિયમિત નથી, તેવી જ રીતે પાષાણ–ચાંદી–સોનું–હીરા–પન્ના–રત્ન વિગેરેથી કરવામાં આવતી મૂર્તિઓમાં પણ અલ્પફલપણાનો કે મહાફલપણાનો નિયમ નથી.

કિન્તુ ઉપર જણાવ્યા પ્રમાણે **વિભવ અને શક્તિથી સમર્થ થયેલા મનુષ્યને જે લાભ રત્નની પ્રતિમાથી થાય છે, તેટલો જ લાભ વિભવ અને શક્તિથી રહિત મનુષ્યને પાષાણની પ્રતિમા ભરાવવાથી થાય છે,** માટે પાષાણ કે રત્નને અંગે પણ ફલનું અલ્પપણું કે મહત્ત્વપણું નિયમિત હોતું નથી.

જો કે જિનેશ્વર મહારાજની મ્હોટી પ્રતિમા દેખીને જે ભાવોલ્લાસ થાય અને તે દ્વારા તે દર્શન કરનારના આત્મામાં જે અધ્યવસાયોની પવિત્રતા થાય, તે પવિત્રતા પાષાણની પ્રતિમામાં કે ન્હાની પ્રતિમામાં ન થાય એમ કહી શકાય, પરન્તુ પ્રતિમા ભરાવનારને જે ફલ મુખ્યતાએ હોય છે, તે માત્ર પોતાના ભાવોલ્લાસને અંગે હોય છે.

તેથી "**ન્હાની કે મ્હોટી, પાષાણની કે રત્નની જે કોઈ પ્રતિમા કરવામાં ભાવોલ્લાસની વૃદ્ધિ જળવાઈ રહે તો નિર્જરાની પરાકાષ્ઠા થાય છે**" એમ શાસ્ત્રકારોનું કથન છે.

આવી આવી અનેક વાતો ધ્યાનમાં રાખનારો યાત્રિકગણનો નેતા સ્થાને સ્થાને શ્રી જિનેશ્વર–મંદિરનાં દર્શન કરતો, તેનાં દર્શન–પૂજન દ્વારા જેમ પોતાના આત્માને પવિત્ર કરે છે, તેવી રીતે તે મૂર્તિ ભરાવનાર ભાગ્યશાળીઓની અનુમોદના કરીને પણ ઘણો જ લાભ મેળવે છે, અને પોતાની સાથે લાવેલા યાત્રિકસમુદાયને પણ તેવો લાભ મેળવી આપે છે.

આ રીતે સ્વ-પરહિતકારી જિનબિંબોની પૂજાભક્તિ આદિનો-અનુપમ લાભ અપાવનાર પણ યાત્રિકગણનો નેતા છે.

## જિનમુદ્રાના દર્શનની ઊંડી અસરો

વાચકવૃંદે યાદ રાખવું કે-કામલોલુપી મનુષ્યને જેમ જેમ સ્ત્રીનું સ્મરણ, તેના અંગોપાંગનું નિરીક્ષણ, તેના હાવ-ભાવનું જ્ઞાન અને તેના વસ્ત્ર-આભૂષણનું દર્શન પ્રતિદિન અને હર-ઘડી કામને પોષનારૂં બને છે, તેવી રીતે આત્માના ઉદ્ધારને માટે તીવ્રતર આકાંક્ષા ધરાવનારો યાત્રિકગણનો નેતા કે યાત્રિકગણ જ્યાં જ્યાં અને જ્યારે જ્યારે ભગવાન્ જિનેશ્વર મહારાજની મૂર્તિનાં દર્શન કરે છે.

ત્યારે ત્યારે—

તેના શાન્ત-આકારને દેખીને

આદર્શપુરૂષપણું સંભારે છે,

ક્રોધ દશાની અધમતા વિચારે છે.

શાન્ત દશાની ઉત્તમતા અનુભવે છે.

નિર્વિકાર નેત્રોની ઝાંખી

ઝેરી અંતઃકરણમાં લાવે છે.

સવિકાર નેત્રોનું અધમપણું

હૃદયને હચમચાવે છે,

સ્ત્રી આદિકના સંસર્ગથી રહિતપણાને અંગે

સર્વ વિષયોથી વિરક્તપણું સ્મરણમાં સજ્જડ થાય છે.

'સ્ત્રી આદિના સંસર્ગથી મોટા દેવો અને ભલભલા મનુષ્યોનો પણ અધઃપાત થાય છે.'

એ હકીકત ચિત્તમાં ચળચળે છે.

હથિયાર વગેરે ઓજારોથી રહિતપણાને જોઈ એ પરસંબંધથી રહિતપણું કરી આત્મરમણતા કરાય, તેનું મનમાં મનન થાય.

## યાત્રિક ગણનો નેતા બનનારાનો ઉચ્ચ આશય

આ બધા ઉપરથી એ વાત સમજાય તેવી છે કે—

**અનાદિકાલથી સંસારચક્રમાં રખડતા જીવને બાહ્ય પદાર્થના સંયોગો દુઃખની પરંપરાને આપનારા છે એ** વાત ઊંડાણથી વિચારાય તો—

હરકોઇ મનુષ્ય એમ કબૂલ કરશે કે **શ્રીજિનેશ્વર ભગવાનની પ્રતિમાના પૂજન અને દર્શન વગેરે કરનારો મનુષ્ય પોતાના આત્માને ઉચ્ચતર અને ઉચ્ચતમ કોટિમાં જ લઇ જાય છે.**

આવી ઉચ્ચ, ઉચ્ચતર અને ઉચ્ચતમ કોટિમાં આત્માને લઇ જવાનું કોઇપણ સબલ સાધન હોય તો તે યાત્રિકગણ તરીકે યાત્રા કરવા નિકળવું, અને યાત્રિકગણના નેતા બનીને યાત્રિકગણને તેવા માર્ગે જોડવા માટે વિભવ અને શક્તિનો ઉપયોગ કરવો તે છે.

આ વાતનો યાત્રિકગણના નેતાને પૂરેપૂરો ખ્યાલ હોવો જોઇએ અને તેથી યાત્રિકગણનો નેતા પોતાના પ્રયાણમાં આવતા દરેક સ્થળના દરેક મન્દિરે ભગવાનની પૂજાને માટે ઊંચામાં ઊંચા સાધનોને અંગે દ્રવ્યવ્યય કરી યાત્રિકગણને મહાલાભ દેનારો થવા સાથે પોતાના આત્માનો ખરેખર ઉદ્ધાર કરનારો બને છે.

## જિનેશ્વરમહારાજની પ્રતિમા ભાવજિનેશ્વરને ઓળખવાનું સાધન છે.

ઉપર જણાવ્યા પ્રમાણે તેમજ અનુભવથી પણ દરેકને એમ માનવું પડે તેમ છે કે-**જિનેશ્વર ભગવાનની પ્રતિમા ભવ્ય-જીવોને દર્શન કરવા લાયક છે.**

કારણ કે જગતમાં ગુણવાન્ વ્યક્તિનાં નામો સાંભળવાથી તેમના ગુણોની જે છાપ આત્મામાં પડે છે, તેના કરતાં તે સાક્ષાત્ મૂર્તિ રૂપે દેખવાથી તે દેખનારાને કોઇ અનેરી છાપ પડે છે.

વળી સામાન્ય નીતિ પ્રમાણે પરસ્પર સંબંધી વસ્તુના એક સંબંધીનું જ્ઞાન થાય ત્યારે તેના અપરસંબંધીનું જ્ઞાન પણ પ્રસંગસર થઇ જાય છે, તો ભગવાન્ જિનેશ્વર મહારાજા નામ, સ્થાપના, દ્રવ્ય

અને ભાવસ્વરૂપ હોવાથી તેમની સ્થાપનાનું પ્રત્યક્ષ થવાથી કે દર્શન કરવાથી તેમની ભાવદશાનું સ્મરણ થાય અને તે દ્વારા આત્માને તેમના ગુણોનું અને ઉપકારનું સ્મરણ થાય, તેમાં આશ્ચર્ય નથી.

જગતમાં પણ પ્રભાત સમયે ઉત્તમ પુરૂષોનાં નામો લીધા છતાં ઉત્તમ પુરૂષોની મુખાકૃતિ જોવાનું થાય તો તે શ્રેયસ્કર ગણાય છે, તેવી રીતે જિનેશ્વર મહારાજાની મુખાકૃતિ તેઓશ્રીની મૂર્તિદ્વારા દેખવી તે ભવ્ય આત્માઓને શ્રેયસ્કર હોય તેમાં નવાઇ નથી.

વળી એક વાત એ પણ ધ્યાનમાં રાખવાની છે કે જિનેશ્વર મહારાજની હયાતીમાં પણ જિનેશ્વર મહારાજને ઓળખવાનું જો કોઈપણ સાધન હોય તો તેઓશ્રીની મુખાકૃતિ છે.

જગતમાં પણ એ વાત અનુભવસિદ્ધ છે કે મનુષ્ય વિગેરેની પિછાન તેના આકાર ઉપરથી થાય છે, અને એ કારણથી લૂંટારૂ લોકો લૂંટવા માટે ઘેરથી નિકળે ત્યારે જ બોકાનું બાંધી લે છે, અર્થાત્ જેનું મુખ ખુલ્લું ન હોય અગર બીજી આકૃતિથી ઓળખાય તેમ ન હોય તે મનુષ્યને સરકારી બાતમીદારો પણ ઓળખી શકતા નથી, માટે ખરૂં ઓળખવાનું સાધન માત્ર મુખાદિકની આકૃતિ જ છે.

## ઢુંઢકો સંબંધી ઉપહાસ-મિશ્ર લૌકિક તર્ક

કેટલાકો હાસ્યથી ઢુંઢીયાઓને ઉદ્દેશીને એમ જણાવે છે કે **"તેઓ જિનેશ્વર ભગવાનને અને તેમના શાસ્ત્રને લોપનારા હોવાથી પોતાનું મ્હોં બતાવવાને લાયક નથી, માટે મુખ બાંધી રાખે છે."**

જો તેઓ વાયુકાયની રક્ષા માટે મુખ બાંધતા હોત તો તો નાક ઉપર પણ બાંધત. કારણ કે મુખથી શ્વાસ તો ઘણી ઓછી વખત લેવાય-મેલાય છે, પરંતુ નાકથી તો સતત શ્વાસનું મેલવું-લેવું થાય છે, અને તેથી જ અંત્ય-અવસ્થાએ પરીક્ષા કરતાં પણ મ્હોંઢે રૂનાં પુમડાં ન મૂકતાં નાકે મૂકવાં પડે છે.

એટલે સ્હેજે સમજાય તેમ છે કે નાકથી શ્વાસનું લેવું-મૂકવું સતત થાય છે, પરન્તુ તે સ્થાનકવાસીઓએ સતત પવનને લેનાર-

કાઢનાર એવા નાકને ન બાંધતાં માત્ર મ્હોઢું જ બાંધ્યુ છે, તે પોતાનું મુખ દુનિયાને ન બતાવવું તે જ ઉચિત છે એમ ધારીને બાંધ્યું છે.

સમજદાર ગૃહસ્થો હાસ્યથી આવી રીતે બોલે છે એમ નહિ, પરન્તુ શાસ્ત્રની અંતઃકરણથી સાચી શ્રદ્ધા ધરાવનારા કેટલાક સ્થાનકવાસીઓના મુનિઓ પણ આવું બોલતા હોવાનું જાણ્યું છે.

આ વાતને અત્યારે વિસ્તારથી કહેવાની જરૂર નથી, પરન્તુ મુખની આકૃતિ દેખવા દ્વારા વ્યક્તિની ઓળખાણ થાય એમાં બે મત નથી. બાહ્ય આકૃતિ ગુણોને ઓળખાવનાર બને છે.

ખુદ ભગવાન્ **મહાવીર** મહારાજા કે **ગૌતમસ્વામીજી**ને પણ જે ચતુર્વિધ સંઘ તેમની હયાતી વખતે ઓળખતો હતો, તે તેમના આત્માને જાણવા દ્વારા નહિ, કેમકે આત્મા એ અ–રૂપી દ્રવ્ય છે, માટે છદ્મસ્થ તેને જોઈ શકે નહિ. આત્મા અ–રૂપી દ્રવ્ય હોવાને લીધે તે જો ન જણાય તો પછી તેની અંદર રહેલ કેવલજ્ઞાનાદિ ગુણોરૂપી ધર્મો તો જોવાય જ ક્યાંથી?

સામાન્યનીતિનો પણ એ નિયમ છે કે "**દ્રવ્ય જાણ્યા વગર ગુણોનો સાક્ષાત્કાર થાય નહિ.**"

એટલે સ્પષ્ટ થયુ કે શ્રી તીર્થંકરમહારાજ અને ગણધર મહારાજા વગેરે હયાત હોય તો પણ તેમની મુખાકૃતિ દ્વારા તેઓ ઓળખાય છે.

જગતમાં નાનાં બચ્ચાંઓ પણ ગાય–વાઘ–સાપ–સિંહ વગેરેને જે ઓળખે છે, તે પણ તેમની આકૃતિ દ્વારા ઓળખે છે, અર્થાત્ જ્યારે નાનાં નાનાં બચ્ચાંઓ પણ વસ્તુથી જુદી રહેલી આકૃતિ દ્વારા એટલે છબીઓ અગર ચિત્રામણદ્વારા મૂલવસ્તુને ઓળખી શકે છે, તો પછી ભગવાન્ તીર્થંકર મહારાજની આકૃતિ તેમના આદર્શપણાને ઓળખાવવા માટે ઉપયોગી તરીકે જેઓ ન ગણે, તેઓને જગતની અવસ્થાનું મુદ્દલ ધ્યાન નથી એમ કહેવું પડે.

વળી જેઓ ઈશ્વરને માનનારા છે તેઓ સ્પષ્ટપણે સમજી શકે તેમ છે કે–કેવલ નામદ્વારા કરાતું સ્મરણ કે ભજન આલંબન વગરનું

હોઇને અત્યન્ત અલ્પફળ દઈ શકે, ત્યારે પરમેશ્વરની મૂર્તિનું આલંબન લઈને કરાતું સ્મરણ અને ભજન વધારે એકાગ્રતા કરાવવા દ્વારા મહાફલને આપનારૂં થાય.

## ઈશ્વરને વ્યાપક માનનારાઓનો કુતર્ક

ધ્યાનમાં રાખવાની જરૂર છે કે ઈશ્વરને સર્વવ્યાપક માનનારાઓને કદાચ મૂર્તિની જરૂરીયાત ન લાગે, કેમકે તેઓના મતે ઈશ્વરની સર્વત્ર વ્યાપકતા હોવાથી મૂર્તિવાળી સ્થિતિ કે મૂર્તિ વગરની સ્થિતિમાં કોઈપણ જાતનો ફરક નથી. તેઓના હિસાબે તો આખું જગત્ સરખું જ ઈશ્વરની વ્યાપકતાવાળું છે.

કદાચ કહેવામાં આવે કે-ઈશ્વરના અવતારની પૂજાદ્વારા તેમની પૂજા કરવાની માન્યતા હોવાથી થયેલા અવતારોની મૂર્તિઓ સ્થાપી તે દ્વારા વ્યાપક એવા પરમેશ્વરનું પૂજન કરીએ છીએ-તો એ માન્યતા કોઈપણ પ્રકારે યોગ્ય નથી.

કારણ કે-પ્રથમ તો ઈશ્વરને નિરાકાર અને નિરંજન માનવામાં આવેલ છે, તેઓનો જે અવતાર મનાવ્યો છે, તે કોઈપણ પ્રકારે નિરંજન-નિરાકારનું પ્રતિબિંબ બની શકે તેમ નથી.

વળી બીજી બાજુ વિચારીએ તો જૈનમાર્ગ સિવાયના કોઈપણ માર્ગે પોતાના માનેલા અવતારની કે ઈશ્વરની મૂર્તિ શાન્તમુદ્રામય કે આત્માનું સાધન કરવામાં પ્રવૃત્ત થયેલાઓને આદર્શરૂપ થાય એવી માનેલી જ નથી.

## મૂર્તિની ભાવવાહિતાનો પરિચય

આ કારણથી પ. પૂ. **શ્રી હેમચંદ્રસૂરિજી** જણાવે છે કે-

**वपुश्च पर्यंकशयं श्लथं च, दृशौ च नासानियते स्थिरे च।**
**न शिक्षितेयं परतीर्थनाथैर्जिनेन्द्र मुद्राऽपि तवाऽन्यदाऽऽस्ताम् ॥**

અર્થાત્ હે જિનેશ્વર! આપનું શરીર પર્યંકઆસને રહેલું છે.

ધ્યાન રાખવું કે-ખરેખર આત્મકલ્યાણની સાધના માટે જો કોઈ પણ મુખ્ય આસન ઉપયોગી હોય તો તે પર્યંકાસન છે, અને આવું

ધ્યાનના મુખ્ય સાધનભૂત આસન અન્યમાર્ગના કોઈપણ દેવતામાં છે જ નહિ, એટલે દેવતાઈ સ્થિતિને લાયકનું આસન પણ અન્ય માર્ગ વાળાઓથી પોતાના દેવતામાં માની શકાયું નથી.

વળી જિનેશ્વર! આપનું શરીર શ્લથ એટલે અક્કડતા વગરનું છે, અર્થાત્ ઢીલું છે. એટલે ક્રોધ, માન વિગેરેમાં મસ્ત બનેલાઓનાં શરીર જેમ કડકાઈ ધારણ કરનારાં હોય છે, તેમ આપનામાં એ ક્રોધ–માનાદિ વિકારો ન હોવાને લીધે આપનું શરીર અક્કડાઈ વગરનું છે.

## જિનમૂર્ત્તિમાં શાંતદૃષ્ટિનું મહત્વ

વળી **જગતમાં ચક્ષુ આખા શરીરના બનાવોનું મીટર એટલે માપકયંત્ર છે.**

હર્ષવાળાની–શોકવાળાની, સુખીની-દુઃખીની, ક્રોધીની-માની વિગેરેની દૃષ્ટિઓ જુદા જુદા સ્વરૂપમાં હોય છે–એ વાત જગતથી અજાણી નથી. પરન્તુ હે જિનેશ્વર મહારાજ! તમારી બન્ને દૃષ્ટિઓ માત્ર ધ્યાનમાં રહેલા મનુષ્યની માફક માત્ર નાસિકા ઉપર રહેલી છે, અર્થાત્ અન્ય મત વાળાઓએ પોતાના દેવોની કે અવતારોની મૂર્તિઓ દૃષ્ટિથી પણ શાંતિવાળી કરી નથી.

વળી હે ભગવન્! તમારી દૃષ્ટિ જેમ જગતના જીવો ભયાદિકથી દૃષ્ટિમાં ચંચલતા ધારણ કરે છે, તેવી રીતે ચંચલતાને ધારણ કરનારી નથી. પરંતુ એક અદ્વિતીય સ્થિરતાને ધારણ કરનારી છે.

આવી હે ભગવન્! તમારી જે મુદ્રા છે તે તમારા દેવાધિદેવ–પણાને સ્પષ્ટપણે જણાવે છે, પરન્તુ અન્ય મતમાં મનાયેલા પરમેશ્વરો કે દેવો આ તમારી બાહ્ય શરીરાદિકની મુદ્રા પણ શીખી શક્યા નથી, તો પછી બીજી આધ્યાત્મિક વાતો તો તેઓ શીખી શકે ક્યાંથી ?

આ બધું કહેવાનું તત્વ જ એટલું કે **ભગવાનન્ જિનેશ્વર મહારાજની મૂર્તિ સિવાય અન્ય કોઈપણ મતના દેવની મૂર્તિમાં આત્મ–કલ્યાણ કે મોક્ષને અનુકૂલ એવા આકારની હાજરી પણ નથી.**

## આદર્શ મૂર્તિ કઈ બની શકે.

ધ્યાનમાં રાખવું કે એક નાટકીયો જે રાજા-મહારાજાઓનું નાટક કરે તેના ગુણો કે સમૃદ્ધિને તે ન મેળવી શકે, તો પણ તે રાજા-મહારાજાના વેષને તો એ નાટકીયો પણ બરોબર ભજવે છે. ભવાઈમાં ગાયનું રૂપ લેનારા ભવાઈઓ પણ ગાયનું અનુકરણ શરીરના એક દેશને ધ્રુજાવવા દ્વારા કરી શકે છે અને કરે છે, છતાં આ અન્ય માર્ગના દેવોએ દેવતા બનવાની તૈયાર કરી, છતાં વીતરાગ પ્રભુની આકૃતિનું પણ અનુકરણ કરી શકયા નહિ.

એટલે ચોકખું થયું-કે **આત્મકલ્યાણ અને મોક્ષની સાધના વાળાને જો કોઈપણ આદર્શ મૂર્તિ હોય તો, તે માત્ર જિનેશ્વર મહારાજની મૂર્તિ જ છે.**

આ રીતે જણાવ્યા પ્રમાણે તે જિનેશ્વર ભગવાનની મૂર્તિ જ અનેકવિધ ગુણોના પ્રતિબિંબને ધારણ કરનારી હોવાથી મોક્ષાર્થીઓને પોતાના આત્માને તેવો બનાવવા માટે વારંવાર દર્શનની જરૂર છે.

## મૂલ-ધ્યેયને સિદ્ધ કરવા શું કરવું પડે?

ધ્યાનમાં રાખવું કે છોકરાઓ પણ જ્યાં સુધી પૂરો નકશો ચીતરવાની શક્તિ ન ધરાવે ત્યાં સુધી પહેલાના નકશા ઉપરથી પોતાની દૃષ્ટિ ખસેડતા નથી, એક કારીગર પણ પોતાનું ધારેલું મકાન પૂરું તૈયાર થાય નહિ ત્યાં સુધી કોઇ દિવસ પણ પ્લાન ઉપરથી મનને કે દૃષ્ટિને ખસેડતો નથી.

એટલે જ્યાં સુધી આ આત્મા વીતરાગદશાને પામીને પૂર્વે જણાવેલી વીતરાગની સ્થિતિમાં આવે નહિ, ત્યાં સુધી આ આત્માએ પહેલાંના નકશા તરીકે કે પ્લાન તરીકે ઉપયોગમાં લેવાતી ભગવાન્ જિનેશ્વર મહારાજની મૂર્તિ ઉપરથી દૃષ્ટિ કે મન ખસેડવા ન જોઇએ.

આ વાત તો જગતમાં જાણીતી છે અને મૂર્ત્તિને નહિ માનનારાઓને પણ આ વાત તો કબૂલ છે-કે અક્ષરોનું જ્ઞાન અને શિક્ષણ

અક્ષરોના માત્ર સંકેત કરાયેલા આકારદ્વારા થાય છે. હવે જ્યારે સંકેત કરાયેલા કલ્પિત આકારોથી જ્ઞાનરૂપી ગુણ થઇ શકે છે, તો પછી ખુદ તીર્થંકર ભગવાનના સ્વાભાવિક આકારોવાળી મૂર્ત્તિઓથી ખુદ જિનેશ્વર ભગવાન્‌ના વીતરાગત્વાદિ ગુણોને જાણવાનું અને તેની અદ્વિતીય પરમેશ્વરતા સમજવાનું કેમ ન બને?

## શ્રી જિનેશ્વરની દર્શનીયતા વિચારી યાત્રિકગણનો નેતા શું કરે?

ઉપર જણાવેલા વિચારો સમજીને યાત્રિકગણનો નેતા થનારો મહાપુરુષ દરેક સ્થાને આવતા જિનમંદિરોમાં બિરાજમાન થયેલી ભગવાન્ જિનેશ્વરની દરેક મૂર્તિઓને દર્શન કરવા લાયક ગણે અને તેથી દરેક સ્થાને યાત્રિકગણના સમુદાય સાથે યાત્રિકગણનો નેતા જિનેશ્વર ભગવાન્‌ની મૂર્ત્તિના દર્શનનો લાભ લઇ પોતે અને પોતાના સાથીઓને વીતરાગત્વની પ્રાપ્તિના ધ્યેયમાં વધારે ને વધારે ચઢે-ચઢાવે તેમાં આશ્ચર્ય નથી.

ઉપરના વર્ણનથી જો કે ભગવાન્ જિનેશ્વર મહારાજની મૂર્તિની દર્શનીયતા જણાવી છે, પરન્તુ તે ઉપરથી ભગવાન્ જિનેશ્વર મહારાજની મૂર્ત્તિ માત્ર દર્શનીયજ છે એમ 'સમજવું' નહિ, પરન્તુ તે મૂર્ત્તિ ભગવાન્ જિનેશ્વર મહારાજની માફક આરાધ્ય છે. તેથી હવે ભગવાન્ જિનેશ્વર મહારાજની મૂર્ત્તિની આરાધ્યતા માટે કંઇક વિચારણા અહીં ઉચિત જણાય છે.

## દેશના સમયે શ્રી જિનેશ્વરની ચતુર્મુખતા શાથી?

શાસ્ત્રોને માનનારા તથા બાર પ્રકારની પર્ષદા-સાધુ-સાધ્વી-શ્રાવક-શ્રાવિકા અને ચારે નિકાયના દેવ-દેવીઓને શ્રવણ કરતી વખતે સમવસરણમાં ધર્મદેશનાને સાંભળવાની વ્યવસ્થાને સમજનારા સજ્જન-પુરૂષો ભગવાન્ જિનેશ્વર મહારાજની ચતુર્મુખતા સ્વીકાર્યા સિવાય રહી શકશે નહિ.

ભગવાન્ જિનેશ્વર મહારાજને જન્મથી વૈક્રિય આદિ લબ્ધિદ્વારા ચતુર્મુખપણું હોતું નથી, એ સર્વ જૈનોને માન્ય છે, એટલે સ્પષ્ટ માનવું પડે અને શાસ્ત્રકારો પણ જણાવે છે કે-જ્યારે જ્યારે ભગવાન્ જિનેશ્વર મહારાજા દેશના દે છે, ત્યારે ત્યારે પૂર્વ દિશા સિવાયની બાકીની ત્રણેય દિશાઓમાં દેવતાઓ ભગવાન્‌ની પ્રતિમાઓ સ્થાપન કરે છે.

કારણ કે ભગવાન્ જિનેશ્વર મહારાજનું સમવસરણમાં બિરાજવું માત્ર પૂર્વ દિશામાં હોય છે અને ચારે વિદિશામાં એટલે ખૂણામાં પર્ષદાનું બેસવું થાય એ સ્વાભાવિક છે. અને ચારે ખૂણામાં ધર્મ સાંભળવા માટે જણાવેલી પર્ષદાઓનું બેસવું ત્યારે બની શકે કે ચારે ખૂણેથી શ્રી જિનેશ્વર ભગવાન્‌નાં દર્શન સરખી રીતે થતાં હોય અર્થાત્ મૂલ અને પ્રતિબિંબમાં ફરક ગણાતો ન હોય.

## મૂર્ત્તિ જેમ દર્શનીય તેમ વંદનીય પણ ખરી ?

એ ઉપરથી ભગવાન્‌ની કેવલ દર્શનીયતા જ સિદ્ધ થાય છે એમ નહિ, પરન્તુ તે સકલ પર્ષદા હાથ જોડીને વિનયપૂર્વક બેસતી હોવાથી તે પ્રતિમાઓ નમન કરવા લાયક હતી, એમ શાસ્ત્ર અને યુક્તિને અનુસરનારાઓએ માનવું જોઇએ.

વળી જંઘાચારણ અને વિદ્યાચારણ વિગેરેએ શ્રીજિનેશ્વર ભગવાન્‌ની મૂર્ત્તિ સ્પષ્ટપણે વંદન કરવા લાયક ગણેલી છે, જ્યારે પૂર્વ જેવા જ્ઞાનને ધારણ કરનારા અને લબ્ધિશાળી એવા મુનિરાજો જિનેશ્વર ભગવાન્‌ની પ્રતિમાને વંદનીય ગણે, તો પછી પૂર્વનું જ્ઞાન નહિં ધારણ કરનારા મુનિ-મહારાજાઓ તથા તેવી લબ્ધિથી રહિત એવા મુનિ-મહારાજાઓ તેમજ સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાઓ ભગવાન્ જિનેશ્વર મહારાજની પ્રતિમાને વંદનીય ગણે, તેમાં આશ્ચર્ય શું ?

## પ્રતિમા પણ નિર્જરાનું કારણ છે.

એ વાત તો સ્હેજે સમજાય તેવી છે કે-ભગવાન્ જિનેશ્વર મહારાજના નામનું સ્મરણ કરવાથી શબ્દવર્ગણાના એકલાં પુદ્‌ગલો

કે ચિત્તપણે પરિણમેલા મનનાં પુદ્ગલો નિર્જરા કરાવી દે છે; એમ નથી; પરન્તુ તે તે નામથી ઓળખાતા એવા જિનેશ્વર મહારાજના ગુણોના સ્મરણથી અને તેમના ગુણોના બહુમાનથી નિર્જરા વગેરે થાય છે, તો પછી જિનેશ્વર મહારાજના મુખ્ય વીતરાગત્વાદિ ગુણોને સ્પષ્ટપણે સૂચવનાર અને સંભારી આપનાર પ્રતિમા નિર્જરાનું કારણ કેમ ન બને?

વળી શ્રી જિનેશ્વર ભગવાનાદિકનું નામ માત્ર સંભારીને **णमो अरिहंताणं** આદિ પદો કહી નમસ્કાર કરવામાં જો ગુણના જાણનાર અને બહુમાનવાળાને નિર્જરા વગેરે થાય અને તે નિર્જરા થવાનું પ્રતિમાના લોપકોને પણ કબૂલ કરવું પડે છે, તો પછી પ્રતિમાદ્વારા અરિહંતાદિને થતો નમસ્કાર નિર્જરાદિને કરનારો કેમ ન થાય? અર્થાત્ ભગવાન્ જિનેશ્વર મહારાજાના નામસ્મરણની જેમ તેઓની પ્રતિમાને નમસ્કાર કરવાથી નિર્જરાનો ઘણો લાભ છે, એમ શાસ્ત્ર અને યુક્તિને માનનારાઓને માનવું જ જોઈશે.

## ઉચ્ચતમ અધ્યવસાય શામાં?

વળી નામદ્વારા અરિહંત મહારાજાદિના ગુણોના ઉપયોગમાં જેવી આત્માની સ્થિરતા ન રહી શકે, તેના કરતાં ઘણી જ ઊંચા પ્રકારની સ્થિરતા ભગવંત અરિહંત મહારાજાદિની પ્રતિમાદ્વારા તેમના ગુણોના ઉપયોગથી થાય, એ જૈનમતને જાણનારો જો અધ્યવસાયની કિંમતને સમજી શકયો હોય તો માન્યા સિવાય રહે નહિ. સ્થાપનાના બહુમાનમાં નામનું તો બહુમાન છે જ, એટલે નામ કરતાં સ્થાપના વધુ શુદ્ધિનું કારણ છે.

આ રીતે ભગવાન્ જિનેશ્વર મહારાજની પ્રતિમાદ્વારા થતા આત્માના શુભ અધ્યવસાયની કિંમત કે મહત્તા સમજનારા મનુષ્યને નામમાત્રના સ્મરણ આદિ કરતાં પ્રતિમા દ્વારા થતા સ્મરણાદિથી ઘણો મોટો લાભ થાય છે એમ માનવું જ પડે.

કેટલાક લોકો તરફથી એમ કહેવામાં આવે છે કે ભગવાન્ જિનેશ્વર મહારાજની દર્શનીયતા અને વંદનીયતા માનીએ તે ખોટું નથી, પરંતુ બાહ્ય-પદાર્થોના આકારો માત્ર તે તે પદાર્થની સ્થિતિને સમજાવવા માટે જ ઉપયોગી છે, પરંતુ તે તે બાહ્ય પદાર્થો વંદનીય નહિ હોવાથી તે તે વસ્તુના આકારો વંદનીય ન થાય, પરન્તુ ત્રિલોકનાથ તીર્થંકર ભગવંતો તો ત્રણે લોકના જીવોને આરાધવા લાયક છે, માટે તેઓની પ્રતિમા વંદનાદિદ્વારા આરાધ્ય થાય, એમાં કશું ખોટું નથી.

## પ્રતિબિંબની કિંમત વ્યક્તિના હિસાબે જ હોય.

જગતમાં પણ જે મનુષ્યાદિ વ્યક્તિની જેવી કિંમત હોય છે, તેને અનુસારે તેના બાવલાઓની અને ફોટાઓની કિંમત લોકોમાં ગણાય છે. કોઈ રાજાનું બાવલું કારીગરની દૃષ્ટિની અપેક્ષાએ બે-પાંચ હજારની કિંમતનુ હોય, છતાં પણ તેની પ્રજાની અપેક્ષાએ તો તે બાવલું દેશસંબંધી ભૌતિક જ્યોતિને જગાડનારૂં હોઈ પોતાના જીવન કરતાં પણ અધિક ગણાય છે, અને ભગવાન્ જિનેશ્વર મહારાજની મૂર્તિને નહિ માનનારાઓ પણ તેવા બાવલાઓની સાથે સંપૂર્ણપણે વિનયની સાથે વર્તીને નમસ્કાર આદિ કરે છે.

## કબરના અવલંબને પણ ઇષ્ટનું સ્મરણ થાય છે.

મૂર્તિને નહિ માનનારા એવા મુસલમાનો અને ખ્રિસ્તીઓ છે, છતાં પણ તેઓ પોતાના કબ્રસ્તાનોમાં કબરની આગળ જે પૂજાદિક ઉપચાર કરે છે, તેને જોનારો મનુષ્ય જો વિવેકી હશે તો સ્પષ્ટપણે સમજી શકશે કે-

જેમ આર્ય મનુષ્યો પ્રતિમા વિગેરેના દર્શનથી સ્મરણ અને બહુમાન કરે છે, તેવી જ રીતે મૂર્તિ નહિ માનનારા એવા મુસલમાનો-ક્રિશ્ચિયનો વગેરે કબરના આલંબને કરે છે.

ફરક માત્ર એટલો જ છે કે ભગવાનની મૂર્તિને માનનારાઓ ભગવાન્‌ના આકારને દેખીને ભગવાનના સ્મરણથી તેમના ગુણો આદિના

સ્મરણુ અને બહુમાન દ્વારા ઘણો લાભ થતો માને છે, ત્યારે કબર માનનારાઓ મરનાર વ્યક્તિના કોઈપણ જાતના આકાર સિવાય તેમજ કોઈપણ જાતના તેમના અંગના પ્રત્યક્ષ સિવાય માત્ર ઈંટ અને ચૂનાના અમુક આકારના દર્શન આદિથી થતા તે વ્યક્તિના આંતરસ્મરણાદિથી લાભ માને છે, આમછતાં પણ ભગવાનના સ્પષ્ટ દેખાતા આકાર અને તેથી થતા લાભને માનવા તૈયાર નથી! આ કેવું આશ્ચર્ય ?

આ સ્થાને એ વાતનું સમાધાન સ્હેજે થઈ જશે કે–ભગવાનની પ્રતિમા ચેતનાવાળી નથી તો કબર કઈ ચેતનાવાળી છે? ભગવાનની જ્ઞાન અને વચનાદિના વ્યાપારવાળી નથી, તો આ કબર કઈ જ્ઞાનવાળી છે અને કઈ વચનવાળી છે?

## મૂર્તિના ઉત્થાપકોનો મુકાબલો.

આ બધું વિચારનારો મનુષ્ય સ્પષ્ટપણે સમજી શકશે કે ભગવાનની પ્રતિમાને નહિ માનનારા ઢુંઢીયા, અનાર્યસમાજ, ક્રિશ્ચિયન અને મુસલમાન લોકો કેવલ ભગવાનના વિરોધી છે, તેથી તેઓ ભગવાનની પ્રતિમાનો વિરોધ કરે છે.

ઉપર જણાવેલા ઢુંઢીયા આદિ ચાર વર્ગમાંથી પોતાની તસ્વીર અગર પોતાના વડેરાની તસ્વીરને કોણ લાત મારવા તૈયાર થાય તેમ છે? કે કોણ તેને ગધેડે ચઢાવવા તૈયાર થાય તેમ છે? તૈયાર થવું તો દૂર રહ્યું! પણ આવું વાકય સાંભળીને તે ચાર વર્ગમાંથી કયો વર્ગ રોષ કર્યા સિવાય રહી શકે તેમ છે?

હવે જ્યારે આવું સાંભળીને રોષ થાય છે તો સ્પષ્ટ થયું કે જરૂર તેઓ હૃદયથી પ્રતિમાને માનનારા છે.

શું તેઓ પોતાની અગર પોતાના વડેરાઓની તસ્વીરોને ચેતન-વાળી છે, એમ માની શકે છે?

શું તેઓ તસ્વીર બોલનારી છે, એમ માની શકે છે?

અથવા શું ઢુંઢકભાઈઓ પોતાના સાધુઓ મરી જાય છે, ત્યારે મડદાના પૂજારી બનીને તે સાધુના મડદાનો જે મહોત્સવ કરે છે તે મડદું શું ચેતનાવાળું છે ખરૂં? અથવા શું તે મડદું બોલે છે ખરૂં?

## મૂર્તિની આરાધના શાથી?

તત્ત્વદ્રષ્ટિએ વિચારનારો મનુષ્ય તો સ્પષ્ટપણે સમજી શંકશે કે જે મહાપુરૂષની પ્રતિમાઓ હોય છે, તે મહાપુરૂષના જ્ઞાન અને ઉપદેશને અંગે જ આરાધના કરાય છે.

ધ્યાનમાં રાખવું કે-જગતમાં માતા એક જ વખત જન્મ આપે છે, ઘડીએ ઘડીએ નવો જન્મ આપતી નથી, તો પણ સત્પુરૂષો તો નવા નવા જન્મને નહિ આપતી એવી પણ માતાને એક વખત માત્ર જન્મ આપ્યો તેથી યાવત્‌જીવન તીર્થની માફક આરાધના કરે છે, તો જે જિનેશ્વર મહારાજાઓએ અખંડધારાએ વર્ષો સુધી કે પૂર્વો સુધી ઉપદેશ આપી જગતનો ઉધ્ધાર કર્યો છે, તે જિનેશ્વર મહારાજાઓ જો ઉપદેશ ન આપે તે વખતમાં પણ યાવત્ વિહાર કરતા હોય તે વખતમાં પણ સમ્યગ્‌દૃષ્ટિઓને આરાધવા લાયક હોય.

તો પછી જે બોલે તે આરાધવા લાયક છે, અને જે ન બોલે તે આરાધવા લાયક નથી, એમ કહેનારાએ પોતાની અક્કલનો સર્વથા ઉપયોગ કર્યો નથી, એમ માનવું જોઈએ.

ઢુંઢકભાઈએ વિચારવાનું છે કે-તમારા માનેલા પરમેશ્વર અનાર્ય-સમાજ આદિની માફક શરીર વગરના તો નથી, એ ચોક્કસ છે, તો પછી જે વખતે ભગવાન્ જિનેશ્વર મહારાજની હયાતી હોય ત્યારે તેઓ ભગવાન જિનેશ્વર મહારાજને વંદન કરશો તે શી રીતે કરશો? શું ભગવાન જિનેશ્વર મહારાજના આત્માને દેખે તો જ તેઓશ્રીને વન્દન કરે? શું તેઓ જિનેશ્વર મહારાજના આત્માને વંદન કરે છે?

## મૂર્ત્તિની જેમ ખડ્ગાદિ વંદનીય શાથી ?

સામાન્ય સમજણ ધરાવનારો મનુષ્ય પણ એટલું તો કબૂલ કરશે કે—

ભગવાન જિનેશ્વર મહારાજની હયાતીમાં પણ જે વન્દન વગેરે થાય છે, તે બધું ભગવાન્ જિનેશ્વર મહારાજના શરીરની અપેક્ષાએ થાય છે, જ્યારે આવી રીતે વસ્તુસ્થિતિ ઢુંઢીયાભાઈઓને પણ કબૂલ કરવી પડે છે, તો પછી ભગવાન જિનેશ્વર મહારાજની પ્રતિમાને અંગે '**ચેતનસ્વરૂપ નથી–બોલતી નથી,**' વિગેરે પ્રલાપ કરવા એ કોઈપણ પ્રકારે સજ્જનતાને જણાવતા નથી.

ધ્યાન રાખવું કે બેઈંદ્રિયજાતિથી માંડીને બધી જાતિઓ બોલનારી ગણાય છે, પરન્તુ કંઈ બોલવા માત્રથી બેઈંદ્રિયઆદિ સર્વ જાતિઓ આરાધ્ય થતી નથી.

એટલે સ્પષ્ટ થયું કે બોલવાનું થતું હોય ત્યાં આરાધ્યપણું અને બોલવાનું થતું નથી ત્યાં આરાધ્યપણું નથી, એ કેવલ કલ્પના માત્ર છે.

વળી એક વાત સજ્જન પુરૂષોએ સમજવાની છે કે–રાજા મહારાજાઓ યાવત્ ચક્રવર્ત્તીઓ ખડ્ગ અને ચક્ર વિગેરેનો જે નમસ્કારઆદિ સત્કાર કરે છે, તે માત્ર ખડ્ગ અને ચક્રઆદિ પોતાની ઉન્નતિનું અસાધારણ સાધન છે, એમ ધારીને કરે છે.

જેમ મૂર્ત્તિઓને સલાટે બનાવી છે, તેમ તે ખડ્ગ વિગેરેને પણ લુહાર વિગેરે કારીગરો જ બનાવે છે, પરન્તુ તે ખડ્ગ વિગેરેની કિંમત રાજા–મહારાજા અને ચક્રવર્ત્તી આદિઓને રાજસત્તાના પ્રતિક તરીકે હોય છે.

લુહાર વિગેરે તો તે ખડ્ગઆદિથી માત્ર ઉદરનિર્વાહ કરે છે, પરન્તુ તે ખડ્ગવિગેરેથી જાહોજલાલી જો કોઈપણ મેળવનાર હોય તો રાજા–મહારાજા અને ચક્રવર્ત્તીઓ હોય છે, તેથી તે ચક્રવર્ત્તી વગેરે નમસ્કાર આદિદ્વારા ખડ્ગ અને ચક્રાદિનું આરાધન કરે છે.

એવી રીતે અહિં પણ ભગવાન્ જિનેશ્વર વગેરેની પ્રતિમાઓને સલાટ લોકો જ તૈયાર કરે છે, પરન્તુ તે સલાટ લોકોને તો તે

પ્રતિમાઓનું બનાવવું ઉદરનિર્વાહનું સાધન છે, પરન્તુ જેઓ તે પ્રતિમાના દર્શનઆદિથી ભગવાન્‌ના ગુણોના સ્મરણ આદિદ્વારા આત્માને જિનેશ્વર ભગવાન્‌ના શાસનમાં અધિક-અધિક ઉન્નતિવાળો કરે છે, તેને તો ભગવાન્ જિનેશ્વર મહારાજની પ્રતિમા આત્માની ઉન્નતિનું અદ્વિતીય-સાધન છે.

સમ્યગ્દષ્ટિને જ્યારે તે ભગવાન્ જિનેશ્વર મહારાજની પ્રતિમા આત્માની ઉન્નતિનું અદ્વિતીય સાધન હોય તો પછી તે પ્રતિમાને વંદનઆદિ કરી આરાધન ન કરવાનું માને કે ઉચ્ચારે તો તે સમ્યગ્દષ્ટિનું સમ્યગ્દર્શન નાશ પામે. એટલું જ નહિ, કૃતઘ્નોમાં ખરેખર શિરોમણિપણું જ આવી પડે!

## ઉપકારીના ઉપકારથી તેના ગુણો ન ભૂલાય

યાદ રાખવું કે જગતના ઐહલૌકિક બાહ્ય ઉપકારો જે મનુષ્યે કર્યા હોય તે મનુષ્ય મરી ગયો હોય, તોપણ જે મનુષ્યને તેનાથી ઉપકાર થયો હોય તે તેને પલે-પલે યાદ કરી તેના ગુણોનું ગાન કરી સજ્જનતા મેળવવાની જરૂર ગણે છે, તો પછી જે ત્રિલોકનાથ તીર્થંકર ભગવાને જગતના જીવોને જડજીવનની તલ્લીનતામાંથી ખસેડી જીવજીવનની તલ્લીનતાવાળા કર્યા અને સમ્યગ્દર્શનાદિ મોક્ષમાર્ગ પણ પ્રકાશનદ્વારા સમર્પિત કર્યો તે જિનેશ્વર મહારાજના ગુણગાનો કરવા પ્રતિમાનું આલંબન લે નહિ અને તે પ્રતિમાના વિરોધીજ બને તેઓને કયા ભવચક્રો ભમવાં પડશે? તે જ્ઞાની મહારાજ જ જાણી શકે!!!

વાચક પુરૂષ જો લગીર પણ સમજતો હશે તો એટલું તો સમજ્યા વગર નહિ જ રહે કે પોતાના ઉપકારી પુરૂષના બાવલાનો કે તેની તસ્વીરનો જે કોઇ નિષેધ કરે કે જે કોઈ તેનું અપમાન કરે તે મનુષ્ય દુર્જનની કોટિમાંથી બહાર રહેલો કહી શકાય નહિં, તો પછી જે ત્રિલોકનાથ તીર્થંકર ભગવાને શાસનની સ્થાપના કરી અને જે શાસનની સ્થાપનાદ્વારા પોતે આગમાદિકનું જ્ઞાન મેળવ્યું તેવા ભગવાન્ જિનેશ્વરની પ્રતિમા અને સ્થાપનાનું ખંડન કરનારા અને

અનાદર કરનારા મનુષ્યો કઇ સ્થિતિમાં ગણાય ? તે સમજવું મુશ્કેલ નથી.

**યાત્રિકગણનો નેતા ઉદાર બની જોખમદારી કેમ ઉઠાવે છે?**

ઉપર જણાવ્યા પ્રમાણે ભગવાન્‌ની પ્રતિમાની આરાધનાનો એટલે ચાલુ અધિકારની અપેક્ષાએ દર્શન અને વન્દનમાત્રનો પણ ઘણા લાભને દેનારો એવો અધિકાર જાણીને પુણ્યવાન્ મહાનુભાવ યાત્રિક-ગણનો નેતા બને, તે વખતે ગામે-ગામે અને સ્થળે-સ્થળે ભગવાન્ જિનેશ્વર મહારાજની પ્રતિમાના દર્શન અને નમસ્કારાદિ થશે અને તે દ્વારા મને અને યાત્રિકોને તેમના શાસનથી જે સમ્યગ્દર્શનાદિગુણો થયેલા છે, તેની ઘણી વૃદ્ધિ થશે, એમ ધારીને યાત્રિકગણના સમુદાયને લઇ જવાની ઉદારતા અને જોખમદારી ઉઠાવે તે યોગ્ય છે.

ઉપર જણાવ્યા પ્રમાણેની હકીકત કેટલાક સુજ્ઞમનુષ્યોના ધ્યાનમાં આવવાથી તેઓ ત્રિલોકનાથ તીર્થંકર ભગવાનની મૂર્તિઓ દર્શન કરવાને યોગ્ય છે અને નમન સ્મરણાદિ દ્વારા આરાધના કરવા-યોગ્ય છે, એમ માનવાવાળા હોય છે, છતાં જિનેશ્વર ભગવાનની પૂજામાં આરંભના નામે પ્રતિમાના લોપકોએ ઘાલેલો ડર વધારે જોર કરે છે; અને તેથી ભગવાન્ જિનેશ્વરની પ્રતિમાની પૂજ્યતા માનવામાં આંચકો ખાય છે.

**ધ્યાનમાં રાખવા જેવું !!!**

**શ્રી વિશેષાવશ્યક મહાભાષ્યકારના** શબ્દોમાં જઘન્યથી પણ નામ-સ્થાપના-દ્રવ્ય-ભાવ એ ચાર નિક્ષેપા તો થાય જ ! જેના આ ચાર નિક્ષેપા ન ઘટે તે વસ્તુ જ અસત્ ગણાય !

આ રીતે વીતરાગપ્રભુનો સ્થાપનાનિક્ષેપો અનાદિકાળથી સ્વતઃસિદ્ધ છતાં તેનો અપલાપ તે ખરેખર મોહનીય કર્મની તીવ્રતા ગણાય !!!

# તીર્થયાત્રાનું મહત્ત્વ કેમ?

**તારે તે તીર્થ!**

**જેનાથી તરાય તે તીર્થ!**

**ડૂબતાં બચાવે તે તીર્થ!**

ઉપરની વ્યાખ્યાઓ હકીકતમાં શાસ્ત્રસિદ્ધ અને અનુભવસિદ્ધ છે. પણ એ સમજવું જરૂરી છે કે –

**આપણે શેમાં ડુબેલા છીએ! કે ડુબી રહ્યા છીએ?**

સંસાર રૂપી સમુદ્રના વિષય–કષાય કે આરંભ–સમારંભ રૂપ ભયંકર અગાધ જળપ્રવાહમાં **આપણે** = આપણી વૃત્તિઓ ડુબી રહેલ છે.

જેના આલંબનથી **આપણે** = આપણી વૃત્તિઓ વિષય–કષાય કે આરંભ-સમારંભથી પાછી ફરે તે તીર્થ કહેવાય.

**આવા તીર્થ બે જાતનાં–સ્થાવર અને જંગમ–**

**સ્થાવર તીર્થો** = જ્યાં વિશિષ્ટ દ્રવ્ય–ક્ષેત્ર આદિની સામગ્રીના આધારે રાગાદિ–દોષોને દૂર કરવાનું અપૂર્વ સામર્થ્ય મળે તેવી શક્તિશાળી વિશિષ્ટ ભૂમિઓ –

બાળજીવોને અનાદિકાલીન સંસ્કારોના વ્યામોહભર્યા વાતાવરણથી અળગા કરી વિશિષ્ટ ક્ષેત્રોમાં સુંદર જિનાલય, આલ્હાદક મૂર્તિઓ, શાન્ત–નિર્વિકારી વાતાવરણ આદિ–દ્વારા વીતરાગ પ્રભુ નિર્દિષ્ટ આત્મશુદ્ધિના સફળ રાજમાર્ગને અપનાવવા માટેની સંપૂર્ણ અનુકૂળતાવાળા ક્ષેત્રો **તીર્થભૂમિ** તરીકે કહેવાય.

**જંગમતીર્થો** = અનંતોપકારી વીતરાગપ્રભુ જ્ઞાની ભગવંતોએ નિર્દેશેલ આત્મશુદ્ધિના માર્ગે જાતનું સમર્પણ કરવા દ્વારા પોતાની જાતને રાગ–દ્વેષ કે આરંભ–સમારંભથી અળગી કરવા માટેની સફળ મથામણ જ્ઞાની ગુરૂભગવંતોની નિશ્રાએ કરનારા મહાનુભાવો, જેને ટુંકમાં **શ્રીસંઘ** = સાધુ–સાધ્વી શ્રાવક–શ્રાવિકા રૂપ ચતુર્વિધ સંઘ કહેવાય છે.

આ રીતે આ શ્રીસંઘને આરાધનાના પુનિત માર્ગે આગળ વધવાની કડીબદ્ધ સચોટ પ્રેરણા આપનારા **આગમો** પણ તીર્થ રૂપે કહેવાય.

એકંદરે **આપણી વૃત્તિઓને સંસારની મોહમાયાના વાતાવરણથી અળગી કરી આત્મનિષ્ઠ બનવાની પ્રેરણા આપનારી જે ચીજો તે તીર્થ કહેવાય.**

આવા **તીર્થની યાત્રા કરવી** એટલે સંસારી વાતાવરણથી અળગા થઇ આત્મશુદ્ધિ માટેની પ્રેરણા મેળવવી.

આ દૃષ્ટિએ તીર્થયાત્રાને શ્રાવકો માટે અત્યંત કરણીય મહત્વનું કર્તવ્ય દર્શાવ્યું છે.

આવી તીર્થયાત્રા સ્વયં કરે તેથી પણ વધુ પોતાના ખર્ચે બીજા સાધાર્મિકોને પવિત્ર તીર્થભૂમિઓમાં લઈ જઈ પુણ્યવાન આરાધક આત્માઓને જીવન - શુદ્ધિના રાજમાર્ગે ચાલવા માટે સક્રિય પ્રેરણા આપવાનું પવિત્ર કાર્ય ગૌરવવંતા સંઘપતિત પદ દ્વારા એક લ્હાવા રૂપ મનાય છે.

તેથી પુણ્યવાન વિવેકી આરાધકોએ **તીર્થયાત્રા** જેવા પવિત્ર કાર્યની મહત્તા સમજી તીર્થભૂમિમાં વિવેકપૂર્વક વર્તવું જરૂરી છે.

દર્દી જેમ હોસ્પિટલમાં દાખલ થાય અને દર્દ ન વધે તે જાતના આહાર–વિહાર વગેરે ડોકટરની દેખરેખ તળે નિયમિત રાખે છે, તેમ આપણે ભાવરોગી તીર્થભૂમિ જેવી સ્પેશીયલ હોસ્પીટલોમાં આવી આંતરિક વાસના–વિકારો ન વધે તે રીતની રહેણી–કરણી જ્ઞાની ગુરૂની નિશ્રાએ રાખીને તીર્થભૂમિની પવિત્રતા અને તારકતાને ધ્યાનમાં રાખવી જરૂરી છે.

આગમ જ્યોત

વીર નિ. સં. ૨૫૦૧
આગમોદ્ધારકશ્રી
સ્વર્ગવાસ
સ્મૃ. ૨૫
વર્ષ-૧૦

વિક્રમ સં. ૨૦૩૧
વૈશાખ
પુસ્તક ૨

सोही होई उज्जुभूअस्स

## સરળતા
## ધર્મનું પ્રવેશદ્વાર

આ જગતમાં વર્તતા દરેક વિચારવાન્ જીવો પોતાને ઉત્તમ કોટિમાં કહેવડાવવા માંગે છે.

કોઈ પણ વિચારવાન્ પુરૂષ પોતાને અધમ-કોટિમાં દાખલ થયેલો કે તેમ થયેલો કહેવડાવવા માંગતો નથી, પણ ધ્યાનમાં રહેવું જોઈએ કે- માત્ર મનોરથમાં મહાલવાથી મનોકામના ફળતી નથી; કારણ કે કારણ સિવાય કોઈ પણ કાર્યની નિષ્પત્તિ થતી નથી, મનોકામનાને ફળીભૂત કરવાનું કે થવાનું કારણ એકલા મનોરથો નથી.

જો એકલા મનોરથોથી કાર્ય,-સિદ્ધિ થઈ જતી હોત તો સર્વ મનુષ્યોને ધન-ધાન્ય, કુટુંબ, રાજ્ય-ઋદ્ધિ-સમૃદ્ધિની ઇચ્છા હોવા સાથે બુદ્ધિમત્તા ને કવિરાજપણાની ઇચ્છા સ્વાભાવિક હોવાથી, કોઈ પણ મનુષ્ય ધન-ધાન્યાદિથી રહિત હોવો જોઈએ નહિ, પણ જગતમાં તેમ થતું નથી.

તેથી માનવું જોઈએ કે– મનોરથ માત્રથી કોઈ કાર્યની સિદ્ધિ થઈ શકે નહિ.

જો કે દેવતાઓને મનોરથ માત્રથી કાર્યસિદ્ધિ થાય છે, એમ કહેવાય છે, પણ તે મુખ્યત્વે આહારની અપેક્ષાએ, ઇચ્છા માત્રથી આહારના પુદ્ગલોના પરિણમનની અપેક્ષાએ સમજવું, ને તેથી દેવતાઓ **મનોભક્ષી** તરીકે પ્રસિદ્ધ છે.

બાકી ઋદ્ધિ-સમૃદ્ધિ આદિ પ્રાપ્તિની અપેક્ષાએ તો દેવતાઓ પણ મનોરથ માત્રથી સિદ્ધિ પામનારા નથી, અને જો તેમ ન હોય, અર્થાત્ ઋદ્ધિ-સમૃદ્ધિ આદિની સિદ્ધિમાં પણ જો દેવતાઓ મનોરથમાત્રથી સિદ્ધિ પામતા હોય, તો સર્વ દેવો સમાન ઋદ્ધિ-સમૃદ્ધિવાળા થઈ જાય, પણ તેમ નથી, કિંતુ દેવતાઓમાં આગળ-આગળના દેવતાઓ આયુષ્ય અને ઋદ્ધિ-સમૃદ્ધિથી અધિક અધિક હોય છે.

આ હકીકતથી સ્પષ્ટ થાય છે કે– ઉત્તમ કોટિમાં દાખલ થવાની ઇચ્છાવાળાએ એકલી ઇચ્છા કરવાથી સંતુષ્ટ થવાતું નથી, પણ ઉત્તમ કોટિના કારણો મેળવવાની આવશ્યકતા છે.

વળી ઉત્તમ કોટિને પ્રાપ્ત કરવાના અનેક સાધનો છે, છતાં સર્વ સાધનોમાં **સરળતા** લૌકિક અને લોકોત્તર દૃષ્ટિથી મહત્ત્વનું સાધન છે.

કારણ કે-**સરળતા** એવી ચીજ છે કે– જો સર્વ શેષ સાધનોનો સદ્ભાવ ન હોય, તો પણ સદ્ભાવ કરી શકે છે, અને જો તે **સરળતા** ન હોય, તો શેષ સાધનોનો સદ્ભાવ હોય, તો પણ કાર્ય સિદ્ધિ નથી થતી, અને મળેલ શેષ સાધનોની નિષ્ફળતા થાય છે.

જો કે કેટલાકો પોતાના અનુભવ ઉપર લક્ષ્ય ન આપતાં. કોઈ કોઈ વખત માત્ર વર્તમાન કાલમાં થતી કાર્યસિદ્ધિને આગળ

કરીને ભવિષ્યના વિષમ વિપાકની વિચારણા ન કરતાં. સ્વાર્થ-સાધક પ્રપંચ-જાળને મહત્તા આપે છે, અને તેને હોંશિયારી પણ માને છે.

પણ ! તે માયાવીપણાના માર્ગમાં મહાલનારા લોકો પોતે જ્યારે તેવા ચાણક્ય-નીતિની ચતુરાઈવાળાની જાળમાં આવી જાય છે, અને અચિન્તિત-આપત્તિ કે ધનાદિનું નુકશાન પામે છે, ત્યારે **સરળતાની** સુંદરતા અને **માયાવિતાની** આપાત-મનોહરતાને જરૂર સમજે છે, અને **ચાણુક્ય** નીતિની ચંચળતાને ધિક્કારવામાં તથા **સરળતાની** નીસરણીને સત્ય રૂપે નિરૂપણ કરવાનું ચૂકતા નથી, અર્થાત્ અનુભવની અનુપમ આંખો તેઓને તત્ત્વદૃષ્ટિની જબરી ઝાંખી કરાવે છે.

એવી જ રીતે લોકોત્તર માર્ગની અપેક્ષાએ વિચાર કરનારને સ્પષ્ટ માલુમ પડે છે કે-**સરળતા** ધારણ કરનારો આત્મા નિર્મળતા મેળવી શકે છે, અને નિર્મળતા ધારણ કરનારો ધર્મને પામી શકે છે, અર્થાત્ **સરળતાની** પ્રાપ્તિ સિવાય કોઈપણ મનુષ્ય ધર્મ પામી કે પાળી શકતો નથી, તેથી ધર્મપ્રરૂપણાની અપેક્ષાએ માયારહિતપણાની એકાન્તિક સ્થિતિ માનવામાં આવી છે.

આવી રીતે **સરળતાનો** મહિમા દરેક મનુષ્ય ચાહે તો તે વ્યાવહારિક દૃષ્ટિવાળો હોઈ લૌકિક માર્ગને અનુસરનારો હોય કે પારમાર્થિક દૃષ્ટિને આરાધ્ય ગણીને લોકોત્તર માર્ગને આરાધનાર હોઈ લોકોત્તર પથનો પ્રવાસી હોય ! તો પણ તે ઉભયને **માયાનો ત્યાગ કરવારૂપ સરળતાની** અનિવાર્ય જરૂર છે.

આ **સરળતાના** પ્રભાવને લીધે અ-દેવ, અ-ગુરુ, અ-ધર્મને દેવ, ગુરુ, ધર્મ તરીકે માનનારા **મિથ્યાત્વીને** પણ શાસ્ત્રકારોએ તેવી ભદ્રિકતાની અપેક્ષાએ પ્રથમ ગુણસ્થાનકવાળા માનેલા છે.

જો કે પહેલે ગુણસ્થાનકે અનન્તાનુબંધીના ક્રોધ, માન અને લોભ પણ પાતળા જ હોય છે, તોપણ શાસ્ત્રકારોએ ભદ્રકપણાની અપેક્ષાએ

ગુણસ્થાનક માનેલું છે, તે માયાના હ્રાસમય ભદ્રકપણાને અગ્રપદ આપીને કહેલ છે.

ભગવાન **શ્રી મહાવીરે મરીચિના** ભવમાં **કપિલના** કરેલા ધર્મવિષયના પ્રશ્નના ઉત્તરમાં **इत्थंपि इहयंपि** એવો જવાબ આપી યથાર્થ પદાર્થ-પ્રરૂપણારૂપી ભદ્રકતાને તિલાંજલિ આપી, તેના પ્રભાવે ક્રોડાક્રોડ સાગરોપમ સંસાર ભટકવો પડયો.

વળી કરેલા પાપની આલોચણ લેવા આવેલો મનુષ્ય પણ **સરળતાથી** યથાર્થ આલોચણ ન લેતાં જો **માયા-પ્રપંચ** કરી આલોચણ લે તો તેને ઘણું પ્રાયશ્ચિત્ત આવે છે, તેટલા જ માટે આલોચણ લેનારને માટે શાસ્ત્રકારોએ બાલકની માફક સરળપણે આલોવવાનું જણાવેલ છે.

આ બધી હકીકત વિચારનારો મનુષ્ય માત્ર **સરળતાને** ઉત્તમોત્તમ ગણી તેને આદરવા તથા આદરેલી **સરળતાને** વધારવા ચાહનો કરે તે સ્વાભાવિક છે, પણ તે **સરળતાનો** આદર ઉપરની હકીકત વિચારનાર જરૂર કરશે.

વળી પણ તે સરળતાને વધારવા માટે કયા કયા સાધનોની જરૂર છે? તે વિચારવાનું અતિ આવશ્યક હોઈ તે સરળતાને વધારનાર કારણો કયાં કયાં છે? તે કેટલાં જરૂરી છે તે વિચારીએ:-

સરળતા મેળવવા માટે શાસ્ત્રોમાં ઘણા સાધનો જણાવ્યા છે, પણ બાળજીવોને ટૂંકમાં મહત્ત્વના બે સાધનો છે, તેનો વિચાર કરતાં પૂર્વે એક વાત એ પણ ધ્યાનમાં લેવા જેવી છે કે-

**જગતમાં કોઈપણ ગુણ દુર્જનોએ દૂષિત કર્યો ન હોય** એવું બનતું નથી, તેવી રીતે **સરળતાના** ગુણને પણ દુર્જનો દૂષિત ગણી **સરળતારૂપી** ગુણવાળાને દુર્જનો અક્કલ-વગરનો, ગાંભીર્ય ગુણ વગરનો, તુચ્છ વિગેરે ઉપનામો આપી નિંદે તે સ્વાભાવિક છે, પણ **સરળતા** જ્યારે ઉત્તમ ગુણ તરીકે અનુભવસિદ્ધ છે, એટલે કે **સરળતાવાળો** મનુષ્ય દરેક પ્રસંગોમાં હૃદયને ચોખ્ખું રાખી

મન, વચન, કાયાની પ્રવૃત્તિ કરી શકે છે, પણ માયાની જાળમાં ફસાઈને **સરળતાનું** સત્યાનાશ વાળનારો મનુષ્ય પોતાના મન, વચન કે કાયાના એકપણ પ્રવર્તનને શુદ્ધપણે ટકાવી શકતો નથી.

માયાવી મનુષ્યોના વિચારો કેટલા બધા ઘાતક હોય છે? વચનો કેવાં આંટી-ઘુટીવાળાં હોય છે? અને પ્રવૃત્તિની દિશા કેવી ઉલટ-પાલટવાળી હોય છે? તે કોઈપણ વિવેકી પુરુષથી અજાણ્યું નથી.

આ બધી માયાવી-પુરુષની હકીકત સમજીને સુજ્ઞ-પુરુષો **સરળતાનો** શણગાર પોતાના આત્મામાં સજે છે.

શરીર ઉપર સજેલાં ઘરેણાં કોઈ લઈ જાય નહિ, એની સાવચેતી જેમ મનુષ્યો રાખે છે, તેવી રીતે **સરળતાનો** સજેલો શણગાર પણ આત્મા ઉપરથી ન જાય એની સાવચેતી દરેક વિવેકીએ રાખવાની જરૂર છે.

**સરળતાને** ગુણ તરીકે દેખાડવાનો એ ભાવાર્થ તો નથી જ કે સરળતાને એકાંગી-કે વિકૃતરૂપે સ્વીકારી જેમ આવે તેમ સંકલ્પો કરવા, બાળકની માફક જેમ આવે તેમ અણસમજુપણે બોલવું, અને ગાંડાની માફક વિચાર શૂન્યપણે પ્રવૃત્તિ કર્યે જવી;

કેમકે વિવેકી પુરુષોને માથે એ તો ફરજ તરીકે રહેલું છે કે **વિચાર કે પ્રવૃત્તિ કરતાં પહેલાં ખ્યાલ રાખવો કે આર્ત-રૌદ્રાદિકના વિચારો કે પરોપઘાતક પ્રવૃત્તિઓ થવી ન જોઈએ..**

સાપાય, નિષ્ઠુર, અસભ્ય કે અનવસરનું વચન ન બોલાવું જોઈએ, તથા કોઈપણ પ્રાણીને ઉપઘાત કરનારી કે લોક-લોકોત્તર માર્ગથી વિરુદ્ધપણાવાળી પ્રવૃત્તિ હોવી જોઈ નહિ.

પણ જેના હૃદયમાં સરળતાએ નિવાસ કરેલો હોય, પણ યથા-યોગ્ય રીતે તેને વિકસાવી ન શકયો હોય, તેવો મનુષ્ય પોતાની મન,

વચન, કાયાની પ્રવૃત્તિને તેવી રીતે ન રાખી શકે કે જેથી બીજાને યથાસ્થિત-વસ્તુના સ્વરૂપથી વિપરીત ધારણા કરવાનું કારણ મળે.

આટલું પ્રાસંગિક વિચાર્યા પછી સરળતાને મેળવવાના સાધનો પૈકી સાવચેતીનાં પગલાં રૂપે નિષેધાત્મક પ્રવૃત્તિ રૂપ સાધન તરીકે ઉપઘાતકપણાનો ત્યાગ જરૂરી છે.

એટલે વિવેકી પુરૂષોએ **ઉપઘાતક-બુદ્ધિ** છોડીને શ્રોતાના ઉપકારને માટે કરેલી **પ્રવૃત્તિ** કેટલીક વખત શ્રોતાની અજ્ઞાનતાને લીધે વિપરીત બુદ્ધિને કરનારી થાય, પણ તેટલા માત્રથી તે વિવેકી-જનને માયાવી કહી શકાય નહિ.

જેવી રીતે માયાવી પુરુષે શ્રોતાના ઉપઘાતકપણે કરેલી મન, વચન, કાયાની પ્રવૃત્તિ ભાગ્યશાળી શ્રોતાને ઉપઘાતક કે વિપરીત પરિણામવાળી ન થાય, તો પણ ઉપઘાતક-બુદ્ધિથી માયા પૂર્વક પ્રવૃત્તિકરવાવાળો જેમ માયાના દોષને પાત્ર થાય છે, તેવી જ રીતે ઉપઘાતક-બુદ્ધિ વિનાના સરળતાવાળા વક્તાને કોઈ પણ પ્રકારે માયાવિતાનો દોષ દઈ શકાય નહિ.

આ રીતે ઉપઘાતક બુદ્ધિના ત્યાગથી સરળતા કેટલાક ભાગ્યશાળી જીવોને પ્રાપ્ત થયેલી હોય છે, છતાં તેઓ તેના ટકાવને માટે **ઉપઘાતકપણાના** દોષોને હંમેશાં દૃષ્ટિ નીચે રાખે નહિ, તો જગતના માયાવી જીવોના સંસર્ગથી ઉપઘાતક બુદ્ધિવાળા થઈ **સરળતાને** સરકાવી દેવાવાળા થાય છે.

આ રીતે **ઉપઘાતક-બુદ્ધિ** સરળતાને સરકાવનાર થાય છે. અને ઉપઘાતક-બુદ્ધિની કનિષ્ઠતાની અહોનિશ રખાતી ભાવના **સરળતાને** ટકાવનાર થાય છે.

હવે વિધાનાત્મક પ્રવૃત્તિ રૂપ સરલતાને વધારનાર સાધનોની વિચારણા કરીએ છીએ !

કષાયો, ઇંદ્રિયો, સંજ્ઞા ને ગૌરવને જીતવાનો જેમ એ નિયમ છે કે તે કષાયાદિકની પ્રવૃત્તિથી થતા ઐહિક અને પારત્રિક અનર્થો વિચારવા, તેવી રીતે **માયાના** ઘાતથી થતી **સરળતાને** વધારવા માટે પ્રતિક્ષણ **માયાના** અનર્થો વિચારો, જે ઐહિક અને પારત્રિક હોય તે વિચારવા જોઈએ.

તેમ જ **માયા** કરવાવાળા **મહાબળ** સરખા મહાપુરુષોને થયેલું અનિવાર્ય નુકસાન વારંવાર ધ્યાનમાં લેવું જોઈએ.

આ બધું કરવા સાથે **માયા પ્રધાન પુરુષોનો સંસર્ગ સર્વથા ત્યજવો જોઈએ.**

**શિક્ષાનાં સો વાક્યોની અસર કરતાં દલીલવાળું એક વાક્ય ઘણી અસર કરે છે, અને સેંકડો દલીલોનાં વાક્યો કરતાં પણ એક પ્રસિદ્ધ દૃષ્ટાંત હૃદયને હચમચાવી મુકે છે. અને તેવા સેંકડો દૃષ્ટાંતો કરતાં પણ સંસર્ગ એવી જબરજસ્ત અસર કરે છે કે જેનો મહિમા સર્વને અનુભવ-સિદ્ધ છે.**

જો એમ ન હોત તો કરોડો નિશાળો, માસ્તરો અને પુસ્તકો છતાં અનેક લાખો શિક્ષા કરનારી કોર્ટો છતાં જગતમાં નીતિનું કે પ્રમાણિકતાનું સામ્રાજ્ય સ્થપાયા સિવાય રહેત નહિ.

આ ઉપરથી સ્પષ્ટ થશે કે—

આખું જગત નીતિ અને પ્રમાણિકતા માટે માત્ર પોથીમાંના જ રીંગણાં ગણનારું છે, પણ પવિત્ર પુરૂષોના સમાગમમાં રહેલો મનુષ્ય સંસ્કારના પ્રભાવે ઉત્તરોત્તર સારી સ્થિતિમાં રહેલો છે.

માટે **સરળતાને** વૃદ્ધિગત કરવાની ઇચ્છાવાળા પુરુષે માયા-પ્રધાન પુરુષનો સંસર્ગ સર્વથા વર્જવો જોઈએ,

આવી રીતે વિચારી જે સરળતાને વૃદ્ધિગત કરશે-તેઓ જ કલ્યાણની નિસરણી પામી શકશે.

# અર્ધમાગધી ભાષા એટલે?

"મનુષ્યોના બે ભેદ આર્ય અને મ્લેચ્છ.

તેમાં વ્યાકરણના નિયમ પ્રમાણે **મ્લેચ્છ** ધાતુ **અવ્યક્તભાષણ** અર્થનો હોઈ વ્યક્ત ભાષા બોલે તે **આર્યો** એમ નક્કી થાય છે.

આ રીતે પન્નવણા સૂત્રમાં દેશ, જાતિ, કર્મ, શિલ્પ આદિ અનેક રીતે **આર્યની** વ્યાખ્યાના પ્રસંગે **ભાષાથી** પણ **માગધી** ભાષા અને **બ્રાહ્મી** લિપિનો ઉપયોગ કરે તે **ભાષાર્ય** એમ જણાવેલ છે

ગુરૂગમથી શાસ્ત્રના અર્થ નહિ પામનારા શબ્દપંડિતો **માગધી** શબ્દ પરથી ભ્રમણામાં રહી વિકૃત અર્થ તારવે છે કે—"મગધ દેશની ભાષા તે માગધી. પણ હકીકતમાં આ વાત બરાબર નથી!

ખરી રીતે **માગધો** એટલે રાજાના મંગલ પાઠકો કે બિરૂદાવલી બોલનારા." તેમની જે ભાષા તે **માગધીભાષા** સમગ્ર સાડા પચ્ચીસ દેશની જે ભાષા તે **અર્ધમાગધી.**

આ ભાષા સમસ્ત આર્યોની હોઈ **તીર્થંકર** પ્રભુની દેશના **અર્ધમાગધીમાં** સર્વ જીવોને હિતકારિણીરૂપે થતી દેવોની ભાષા પણ **અર્ધમાગધી** છે. કદાગ્રહ કે સાંપ્રદાયિક માન્યતા વશ એમ કહેવાય છે કે—"દેવોની ભાષા **સંસ્કૃત** છે, માટે **સંસ્કૃતને ગીર્વાણભાષા** તરીકે સંતોએ સંબોધી છે."

કેમકે દેવોની આરાધના બાળ, વૃદ્ધ, ભણેલ કે અપઠિત દરેક પોતાના ઈષ્ટ કાર્યની સિદ્ધિ અર્થે કરે, દેવ જ્યારે પ્રસન્ન થાય ત્યારે વરદાન માંગવાનું કહે-આરાધક કહે અને **દેવો** તેનો ખુલાસો કરે.

આ બધી વાત **સંસ્કૃતમાં** જો દેવો કરે તો બધા કયાંથી સમજે! પણ લોકભાષા તરીકે સર્વત્ર પ્રચલિત **અર્ધમાગધી** ભાષામાં દેવો વાત કરે તો જ આરાધકોને દેવની આરાધના ઈષ્ટ ગણાય!

એટલે સમસ્ત વિશ્વમાં પણ વ્યાપક ભાષા **અર્ધમાગધી.**

તેથી જ તીર્થંકરો તે ભાષામાં દેશના આપે તે સંગત છે.

'આગમધરસૂરિ-દેશના સંગ્રહ'
દેશના-૩ પા. ૨૧ થી ૨૩માંથી

# શ્રી તત્ત્વાર્થાધિગમ-સૂત્રનું

# હૃદયગ્રાહી વિવેચન

વિવેચનકાર

**પૂ:-આગમોદ્ધારક આચાર્યશ્રી**

[પ્રાતઃ સ્મરણીય, બહુશ્રુત સૂરિપુરંદર પૂ. આગમોદ્ધારકશ્રીએ અપૂર્વ શ્રુતારાધના-તલસ્પર્શી મનનભર્યા ચિંતન વડે સકલ શ્રુતજ્ઞાનના નિષ્કર્ષ સ્વરૂપ શ્રી **તત્ત્વાર્થ સૂત્ર**ની ઉપર અદ્ભુત વિવેચન વિ સં ૧૯૯૮ના પાલીતાણાના ચોમાસામાં વાચનારૂપે તત્વ જિજ્ઞાસુઓના આગ્રહથી કરેલ, તે વાચનાની મર્મગ્રાહી અક્ષરશઃ નોંધ પુ આ શ્રી વિજયધર્મસૂરીશ્વરજી મ.શ્રીએ કરેલ.

જે ઉપરથી પૂ. ધ્યાનસ્થસ્વર્ગત આગમોદ્ધારકશ્રીના વર્તમાન પટ્ટધર ગચ્છાધિપતિ પૂ. આ. શ્રી હેમસાગરસૂરીશ્વરજી મહારાજશ્રીએ કરેલ.

જેનો "**સંબંધકારિકા**"ની વિવેચનારૂપ પ્રથમ હપ્તો આગમજ્યોત (વર્ષ ૯ પુસ્તક ૨ પાનું ૯ થી ૪૪)માં છપાયેલ.

હવે તેનાથી આગળનું વિવેચન અપાય છે, જિજ્ઞાસુ વિવેકી વાચકોએ ગુરૂગમથી આ લખાણના ભાવાર્થને સમજવા પ્રયત્ન કરવો સં.]

**सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्ग. ॥ १ ॥**

**सम्यग्दर्शन सम्यग्ज्ञान सम्यक्चारित्रमित्येष त्रिविधो मोक्षमार्गः तं पुरस्ताल्लक्षणतो विधानतश्च विस्तरेणोपदेक्ष्यामः।**

**शास्त्रानुपूर्वीन्यासार्थं तूद्देशमात्रमिदमुच्यते।**

**एतानि च समस्तानि मोक्षसाधनानि, एकतराभावेऽप्यसाधनानीत्यतस्त्रयाणां ग्रहणम्।**

**एषां च पूर्वलाभे भजनीयमुत्तरं,**

**उत्तरलाभे तु (लाभेऽपि हि.) नियत पूर्वलाभः।**

**तत्र सम्यगिति प्रशंसार्थो निपातः समञ्चतेर्वा भावः (भावेह) दर्शनमिति दृशेरव्यभिचारिणी सर्वेन्द्रियानिन्द्रियार्थप्राप्तिः एतत्सम्यग्दर्शनं, प्रशस्तं दर्शनं सम्यग्दर्शन, संगतं वा दर्शनं सम्यग्दर्शनम्। एवं ज्ञानचारित्रयोरपि॥**

આ પ્રમાણે પ્રાથમિક સંબંધકારિકામાં મંગલ, પ્રયોજન, અભિ-ધેય અને સંબંધ એ ચારે વસ્તુનું નિરૂપણ કર્યા બાદ **मोक्षमार्ग प्रवक्ष्यामि** એ છેલ્લા પદથી મોક્ષમાર્ગનું કથન કરવાની કરેલી પ્રતિજ્ઞાનો નિર્વાહ કરતા પૂ. આચાર્ય ભગવાન **ઉમાસ્વાતિવાચક** કહે છે કે—**सम्यग् दर्शन-ज्ञान-चारित्राणि मोक्षमार्गः** આ સૂત્રમાં **सम्यग् दर्शन ज्ञान-चारित्राणि** અને **मोक्षमार्ग** એમ બે પદો છે.

અહીં સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્ ચારિત્ર એ ત્રણે સમુદિત જ મોક્ષમાર્ગ છે. એમ અવધારણ સમજવું.

જો એ પ્રમાણે અવધારણ કરવામાં ન આવે, અર્થાત્ સમ્યગ્ દર્શનાદિ મોક્ષમાર્ગ છે, એમ સામાન્યતઃ કહેવામાં આવે તો અન્ય ભાવોનું એટલે સર્વજ્ઞના સિદ્ધાંતમાં મોક્ષના સાધનરૂપે કહેલા સમ્યગ્ દર્શનાદિ સિવાય અન્ય-દર્શનપ્રતિપાદિત પ્રમાણ-પ્રમેયાદિનું મોક્ષ-માર્ગપણું થાય, અને એમ થાય તો બુદ્ધિમાન પુરુષોએ સર્વજ્ઞના શાસ્ત્રાનુસારે મોક્ષમાર્ગ રૂપે જણાવેલા આ સમ્યગ્-દર્શનાદિ ધર્મોનું સ્થાપન બરાબર ન ઘટે.

માટે સમ્યગ્-દર્શનાદિ એ જ મોક્ષમાર્ગ છે, એમ અવધારણાત્મક વાક્ય સમજવું.

અહીં કદાચ એમ શંકા થાય કે—**जे आसवा ते संवरा जे संवरा ते आसवा** એ જિનેશ્વર શાસનમાં જણાવેલા મંતવ્યાનુસાર સમ્યગ્ દર્શનાદિને જ કેવળ મોક્ષમાર્ગ તરીકે કહેવાનું ન બની શકે, કારણ કે કોઈ કોઈ પ્રસંગે **બાહુબલીના** અભિમાન માફક અથવા **ચંડ-કૌશિકના** ઉગ્રક્રોધની માફક આશ્રવો પણ સંવર (અને પરંપરાએ નિર્જરા તથા મોક્ષના હેતુઓ બને છે.

એ અપેક્ષાએ આશ્રવાદિ—અન્ય ભાવોમાં પણ મોક્ષમાર્ગપણું ઘટી શકે છે.

આવા પ્રકારની જો શંકા થતી હોય તો તે કરવાની જરૂર નથી.

કારણ કે **બાહુબલી** તથા **ચંડકૌશિક** પ્રમુખને, અભિમાન તથા ક્રોધાદિના નિમિત્તથી જે મોક્ષની અનુકૂળતાના યોગો પ્રાપ્ત થયા છે, તે પણ આ સમ્યગ્-દર્શનાદિ ગુણો વિના તો નહિં જ, સમ્યગ્ દર્શનાદિ ગુણોનો સદ્ભાવ હોય તો જ ક્રોધાદિ આશ્રવો પણ મોક્ષમાર્ગના કારણ રૂપ બને છે.

વળી અહીં એ પણ ધ્યાનમાં રાખવાની જરૂર છે કે- ક્રોધાદિ આશ્રવો જે મોક્ષમાર્ગ રૂપે પરિણમે છે, તે ક્રોધનો-માનનો અથવા કોઈ પણ વિવક્ષિત આશ્રવોનો ત્યાગ થાય, ત્યારે જ મોક્ષમાર્ગની અનુકૂળતા રૂપે તે પરિણમે છે.

અર્થાત્ **બાહુબલીએ** અભિમાન કર્યું, કાઉસગ્ગ ધ્યાને રહ્યા, પ્રભુએ **બ્રાહ્મી-સુંદરીને** મોકલી, તે આવીને "**વીરા મોરા ગજ થકી ઉતરો.**" ઇત્યાદિ પ્રતિબોધક વાક્યો બોલી. તે વાક્યો સાંભળતાં હાથી ઉપર હું ચઢેલ નથી, છતાં આ બન્ને બ્હેનો મને હાથી ઉપરથી ઉતરવાનું જણાવે છે, એનો શો પરમાર્થ છે? ઇત્યાદિ ઊહાપોહના પરિણામે 'અભિમાન રૂપ હાથી ઉપર હું ચઢેલ છું.' તે વસ્તુ ખ્યાલમાં આવતાં અભિમાનનો ત્યાગ કરવા પૂર્વક દીક્ષિત નાના બંધુઓને વંદન કરવાની ભાવનાથી પગ ઉપાડ્યો, અને તુર્ત જ કેવળ જ્ઞાન થયુ.

એ જ પ્રમાણે **ચંડકૌશિકે** બિલમાંથી બહાર આવી તીવ્રક્રોધાવેશમાં આવી, પ્રભુના પગમાં ડંશ માર્યો, સફેદ રૂધિર નીકળતાં, જરા વિચારમાં પડતાં "**बुज्झ बुज्झ मा मुज्झ चंड-कोसिअ!**" ઇત્યાદિક પ્રતિબોધક વાક્યોથી **ચંડકૌશિક** સર્પ ક્ષમા ભાવમાં દાખલ થયો.

આ દૃષ્ટાંતોમાં વ્યવહારથી અભિમાન કેવળજ્ઞાનની પ્રાપ્તિમાં અને તીવ્ર ક્રોધ આત્મગુણની પ્રાપ્તિમાં કારણ ગણાય, પરંતુ વસ્તુતઃ તો એ અભિમાનનો અને તીવ્ર-ક્રોધનો ત્યાગ થયો, ત્યારે કેવળ જ્ઞાન અને ક્ષમાદિ ગુણો પ્રગટ થયેલા છે, અને તે કેવળજ્ઞાન અને ક્ષમાદિ સદ્ગુણો સમ્યગ્-દર્શનાદિ વિના કોઈ રીતે સંભવી શકે નહિ.

માટે સમ્યગ્-દર્શનાદિ એ જ મોક્ષનો માર્ગ છે, પરં
બીજા ભાવો એ મોક્ષમાર્ગ નથી. અથવા દાનાદિ જે ધર્મો
તે પણ સમ્યગ્-દર્શનાદિ રહિત હોય તો મોક્ષના માર્ગ તરીકે ગ
શકાતા નથી.

કદાચ એમ કહેવા માંગો કે- દાનાદિ મોક્ષના હેતુ
પરંતુ તે મોક્ષ જુદો છે, અને સમ્યગ્દર્શનાદિથી સાધ્ય મો
જુદો છે, તો તે વસ્તુ પણ વ્યાજબી નથી, કારણ કે મોક્ષ એ
રૂપ જ છે. તેટલા માટે જ ટીકાકાર મહર્ષિને પણ **मोक्षस्यैकरूपत्वा**
એવો હેતુ આપવો પડેલ છે.

વળી મોક્ષની પ્રાપ્તિ મનુષ્યલોકમાંથી જ થાય છે, તે સિવ
બીજા સ્થાનેથી થઈ શકતી નથી, જૈનોની અપેક્ષાએ આ મંત
સિદ્ધ છતાં ટીકાકારને **मनुष्यलोकादेव च तत्र गमनाद्** એવો હેતુ
આપવો પડ્યો છે, તે અન્ય દાર્શનિકો અર્થાત્ બૌદ્ધો પૌ
ણિકો અનુક્રમે દેવલોકમાંથી તેમ જ ચંદ્રલોક-સૂર્યલોકમાંથી મોક્ષ
પ્રાપ્તિ માને છે, તેમનો નિરાશ કરવા માટે છે.

અહીં કદાચ શંકા થાય કે-મનુષ્ય ગતિ સિવાય બાકીની પા
ગતિમાંથી શા માટે મોક્ષપ્રાપ્તિ ન હોઈ શકે? તો તે શંકા
સમાધાન માટે સમજવું જોઈએ કે—

દેવલોકની પ્રાપ્તિ નિકાચિત પુણ્યબંધ સિવાય અસંભવિ
છે, નિકાચિત પુણ્યબંધ હોય, એટલે પૌદ્ગલિક સુખોનો ભોગ
વટો પણ અવશ્ય હોય, વૈમાનિકમાં ભલે દેવાંગનાઓના શરીરસં
જન્ય વિષયસુખ ન હોય. અને સમ્યગ્દષ્ટિપણાને અંગે તે બાહ
સુખો તરફ ઉદાસીનતા પણ હોય.

પરંતુ એ પૌદ્ગલિક સુખ તરફ જે ઘૃણા આવવી જોઈએ
તે કોઈ રીતે આવી શકતી નથી, અને જ્યાં સુધી પૌદ્ગલિ
સુખો તરફ ઘૃણા ન આવે, ત્યાં સુધી વિરતિ ન હોય, અ
વિરતિ ન હોય, એટલે દેવલોકમાંથી સીધું મોક્ષગમન પણ
અસંભવિત છે.

આ જ પ્રમાણે નારકો નિકાચિત પાપના બંધથી નરકમાં જાય છે-નિકાચિત પાપનો બંધ, એટલે તીવ્ર દુઃખવેદન અવશ્ય હોય, સમતાથી દુઃખવેદનનો દુઃસંભવ ત્યાં હોય. અને એ અમુક હદની સમતા ન આવે, ત્યાં સુધી વિરતિના પરિણામ કોઈ રીતે ન આવી શકે.

તિર્યંચ-ગતિમાં જાતિસ્મરણાદિકના પ્રતાપે દેડકા વિગેરેની જેમ અઢાર પાપસ્થાનકની નિવૃત્તિ હોય, પરંતુ **ચક્રવાલ સામાચારી અને ઓઘ સામાચારી**ના પાલન વિના વિરતિ કોઈ રીતે ગણી ન શકાય.

માનવભવમાં પણ **તથાકાર-સમાચારી**ની વિરાધનાને અંગે પીઠ અને **મહાપીઠ** જીવને મિથ્યાત્વ તેમજ સ્ત્રી વેદનો બંધ થયો છે, તો જ્યાં એ સામાચારીનું આરાધન જ ન હોય ત્યાં વિરતિનો સદ્ભાવ શી રીતે માની શકાય ?

આ બધાય કારણોને અંગે દેવાદિ ગતિમાંથી મોક્ષ ન માનતાં મનુષ્યલોકમાંથી જ મોક્ષ પ્રાપ્તિ માનેલી છે,

**મોક્ષમાર્ગ:** એવો જે એકવચનનો નિર્દેશ કર્યો છે, તે સમ્યગ્-દર્શન, સમ્યગજ્ઞાન અને સમ્યગ્ચારિત્ર એ ત્રણે સ્વ સ્વ અપેક્ષાએ પૂર્ણતાને પામે અને ત્રણે સાથે વર્તતા હોય તો જ મોક્ષમાર્ગ છે અને મોક્ષની પ્રાપ્તિ છે, ત્રણમાંથી એક અંગ પણ ન્યૂન હોય તો તે મોક્ષમાર્ગ ન ગણાય. આ સમજાવવા માટે એક વચનનો નિર્દેશ કર્યો છે.

ત્રણે સમુદિત હોય તો જ મોક્ષમાર્ગ છે, અન્યથા નથી, એ વસ્તુ સિદ્ધાંતની અપેક્ષાએ પણ બરાબર છે. કેમકે ક્ષયોપશમ સમ્યક્ત્વ ભવચક્રમાં પરિભ્રમણ કરતાં આત્માને અસંખ્ય વાર મળે, પરંતુ સમ્યગ્દર્શનની આરાધના તો સાતથી આઠ વખત જ હોય, અહીં સમ્યગ્દર્શનની આરાધના ત્યારે જ ગણાય કે સમ્યગ્દર્શનની સાથે સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્ચારિત્ર હોય તો જ, કેવળ સમ્યગ્દર્શનના

સદ્ભાવમાં સમ્યગ્દર્શન યુક્તપણું છે, પણ સમ્યગ્દર્શનની આરાધકતા નથી.

એ પ્રમાણે આખા સૂત્રનો સામુદાયિક અર્થ થયો,

હવે પ્રત્યેક અવયવોના અર્થને કહેવાની અભિલાષાથી ભાષ્યકાર મહારાજા પ્રતિપાદન કરે છે. **सम्यग्दर्शनमित्यादि**

અહીં **સમ્યગ્** શબ્દ જો કે **દર્શનપદની** પાસે જોડાયેલ છે. તો પણ **જ્ઞાન** અને **ચારિત્રની** સાથે તે **સમ્યગ્** પદ જોડવું. અર્થાત્ **સમ્યગ્દર્શન સમ્યગ્જ્ઞાન** અને **સમ્યગ્ચારિત્ર** એમ ત્રણે ગુણો લેવા.

એકલું નિર્વિશિષ્ટ જ્ઞાન અને નિર્વિશિષ્ટ ચારિત્ર ગ્રહણ કરવાનું નથી એ જ વસ્તુ જ્ઞાનના તથા ચારિત્રના નિરૂપણ પ્રસંગે **मतिश्रुतावधि**[illegible]**र्ययश्च** અને **सम्यग् योगनिग्रहो गुप्तिः** ઇત્યાદિ સૂત્રોમાં અર્થ[illegible]પત્તિ ન્યાયથી તેમજ અનુવૃત્તિથી સિદ્ધ થવાની છે જ.

**શંકા** :–સમ્યગ્દર્શન સાથે રહેલા જ્ઞાન અને ચારિત્ર [illegible] સામાન્યતઃ નિર્વિશેષપણે દેખાય, પરંતુ સમ્યગ્દર્શનની સાથે રહે[illegible] જ્ઞાન અને ચારિત્ર બંને સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્ચારિત્ર એ[illegible] વિશેષણથી યુક્ત છે, સમ્યગ્દર્શન સહચરિત જ્ઞાન કે ચા[illegible] મિથ્યાવિશેષણવાળા હોઈ શકતા નથી, તો પછી સમ્યગ્ પદ ક્[illegible] દર્શનની સાથે જ સંબંધવાળું રહેવા દેવું એ જ યોગ્ય છે. જ્ઞા[illegible] અને ચારિત્ર સાથે જોડવાની જરૂર શી?

**સમાધાન** :–તમારી વાત અર્ધી સાચી છે. અર્થાત્ જ[illegible] સમ્યગ્દર્શન હોય ત્યાં જ્ઞાન અને ચારિત્ર સમ્યગ્ જ હોય, [illegible] તમારું કથન બરાબર છે, એમ છતાં ભાષ્યકાર મહારાજાએ જ્ઞા[illegible] અને ચારિત્રની સાથે સમ્યગ્પદ જોડવાનું જે જણાવ્યું છે– સકારણ છે. –

એટલે કે સમ્યગ્દર્શન સહિત એવા પણ જ્ઞાન અને ચારિત્ર અનુક્રમે સામાયિકાદિ જ્ઞાન (અષ્ટ પ્રવચન માતાના જ્ઞાન) પૂરતા અને વિરતિ પણ દેશવિરતિ પૂરતી જ હોય તો તેવાં જ્ઞાન તથા ચારિત્ર સમ્યગ્ છતાં સાક્ષાત્ મોક્ષમાર્ગત્વને યોગ્ય છે, એ જણાવવા માટે દર્શનપદની સાથે સમ્યગ્ પદનો સંબંધ છતાં જ્ઞાન અને ચારિત્ર એ બંનેની સાથે સમ્યગ્પદ જોડવાનું છે.

**શંકાઃ—सम्यग्-दर्शन-ज्ञानचारित्राणि मोक्षमार्गः** એ સૂત્રમાં **मोक्षहेतवः** એ પ્રમાણે ન લખતાં **मोक्षमार्गः** એમ કેમ કહ્યું?

સમાધાન : **मोक्षहेतवः** એમ લખવામાં સમ્યગ્દર્શન-જ્ઞાન અને ચારિત્ર એ જાણે સંપૂર્ણ કોટિનાં યાવત્ સયોગી અથવા અયોગી કેવલીના ગુણસ્થાનકની હદનાં હોય તો જ તે મોક્ષના હેતુ અર્થાત્ નજીકનાં કારણો બની શકે, ક્ષયોપશમ ભાવનાં દર્શન-જ્ઞાન અને ચારિત્ર મોક્ષના હેતુઓ ન બની શકે.

કારણ કે ઘટ પ્રત્યે કુંભકાર પિતાનું જેમ અન્યથા સિદ્ધપણું થયું, તે પ્રમાણે ક્ષયોપશમ ભાવના દર્શન-જ્ઞાનાદિકનું મોક્ષ પ્રત્યે અન્યથા સિદ્ધપણું ઘટી શકે છે.

હવે **મોક્ષમાર્ગ** પદગ્રહણ કરવામાં આવે, તો ક્ષયોપશમ ભાવના દર્શન જ્ઞાનાદિક પણ મોક્ષમાર્ગ તરીકે ગણી શકાય છે.

પાલીતાણાથી દિલ્હી અઢીસો કે ત્રણસો કોશ દૂર હોય. પાલીતાણાના દરવાજાથી દિલ્હીના દરવાજા સુધી બધો ય દિલ્હીનો માર્ગ ગણી શકાય. પાલીતાણાથી એક માઈલ જેટલું જ દિલ્હી તરફ પ્રયાણ કર્યું હોય, તો પણ તે દિલ્હીના માર્ગમાં છે, તેમ કહેવામાં કશી હરકત નથી. તે જ પ્રમાણે **સમ્યગ્ દર્શન, જ્ઞાન** કે **ચારિત્ર** ભલે જઘન્ય કોટિના હોય. તો પણ તે મોક્ષના માર્ગ તરીકે જરૂર ગણી શકાશે. પરંતુ મોક્ષની કારણતા તેનામાં નહીં ગણી શકાય, કારણ કે કારણ તો તે જ ગણી શકાય કે જે અન્યથાસિદ્ધિથી શૂન્ય હોય, નિયત પૂર્વવૃત્તિ હોય.

આ પ્રયોજનથી **હેતુ** શબ્દનો ઉપયોગ ન કરતાં, શાસ્ત્રકારે **માર્ગ** શબ્દનો ઉપયોગ કર્યો છે.

પ્રથમ જણાવી ગયા કે **વિશિષ્ટ સમ્યગ્દર્શન સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્ચારિત્ર એ મોક્ષનો માર્ગ છે.**

હવે તેમાં સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્ચારિત્ર એ પદોની યદ્યપિ સવિસ્તર–લક્ષણ–ભેદથી–વ્યાખ્યા ભાષ્યકાર મહારાજા સ્વયં કરવાના જ છે, તો પણ ટીકાકાર પ્રસંગ આવેલો હોવાથી શબ્દાર્થ–નિરૂપણ પૂરતી વ્યાખ્યા तत्र इत्यादि પદથી જણાવે છે.

મિથ્યાત્વ મોહનીયના ક્ષયોપશમ તથા ઉપશમથી ઉત્પન્ન થયેલી જે તત્ત્વરૂચિ તે **સમ્યગ્દર્શન છે.**

અહીં શંકા થશે કે. સમ્યગ્દર્શન ક્ષાયિક, ક્ષાયોપશમિક અને ઔપશમિક, એમ ત્રણ પ્રકારનું હોવાથી **क्षय–क्षयोपशमोपशमसमुत्था तत्त्वरुचि : सम्यग्दर्शनम** એમ ટીકાકાર મહર્ષિને કહેવાની જરૂર હતી, પરંતુ તેમ ન કહેતાં "**ક્ષયોપશમ–ઉપશમ સમુત્થા**" એમ શા માટે કહ્યું!

એ શંકાના સમાધાનમાં સમજવું જોઈએ કે આગળ **તત્ત્વાર્થ સૂત્ર–ભાષ્યકાર** સમ્યગ્દર્શની અને સમ્યગ્દૃષ્ટિનો ભેદ જણાવશે.

ક્ષયોપશમ–સમ્યક્ત્વ અને ઉપશમ–સમ્યક્ત્વવાળાને સમ્યગ્દૃષ્ટિ ન કહેતાં સમ્યગ્દર્શની કહેવાના છે.

સમ્યગ્દૃષ્ટિ તો તેને જ સૂત્રકાર કહેશે કે–જેને અપાય સદ્દ્રવ્યનો ક્ષય થયો હોય, દર્શન–સપ્તકના ક્ષયમાત્રથી પણ આ સૂત્રકાર સમ્યગ્દૃષ્ટિ નહિ કહે, પરંતુ સમ્યગ્દર્શની જ કહેશે.

આ વસ્તુ કાંઈક ખ્યાલમાં આવે તે માટે અહિં **ક્ષય** પદ ન આપતાં **ક્ષયોપશમ–ઉપશમ સમુત્થ** એમ બે પદો જ આપેલાં છે

અહીં **મિથ્યાત્વમોહનીય-ક્ષયોપશમ-સમુત્થા રુચિ:** એટલું ન કહેતાં **તત્ત્વરુચિ:** એમ શા માટે કહ્યું તો તે બાબતમાં સમજવું જોઇએ કે **રુચિ** માત્ર લેવામાં આવે તો જિનેશ્વર-શાસનમાં કહેલા જીવાજીવાદિ સપ્ત પદાર્થો પૈકી છ પદાર્થોનું શ્રદ્ધાન કરતો હોય અને સાતમા પદાર્થના શ્રદ્ધાનમાં ખામી હોય તો પણ સમ્યગ્-દર્શનનો **જમાલિ** પ્રમુખ નિહ્નવોની માફક અભાવ માનેલો છે.

આ કારણથી રૂચિ એટલું પદ ન રાખતાં **તત્ત્વરૂચિપદ** રાખ્યું છે.

**તત્ત્વપદ** આપવાથી એમ પણ કદાચ થશે કે સાતપદાર્થોમાંથી કોઈપણ એક પદાર્થનું શ્રદ્ધાન એ પણ તત્ત્વની રૂચિ તો ગણાશે, તો ના! તેમ સમજવાનું નથી, કારણ કે **જીવાજીવાશ્રવબંધસંવરનિર્જરા-મોક્ષાસ્તત્ત્વમ્**" એ સૂત્રમાં સાતે પદાર્થોના સમુદાયને તત્ત્વ માનેલ છે, પરંતુ પ્રત્યેકને તત્ત્વ માન્યુ નથી અને તે કારણથી **યાવત્ સકલ તત્ત્વરૂચિ** એનું જ નામ સમ્યગ્દર્શન છે, તે બરાબર સિદ્ધ થશે.

હવે સમ્યગ્જ્ઞાન માટે સંક્ષિપ્ત વ્યાખ્યા આપે છે. "**જ્ઞાનાવરણ-ક્ષય-ક્ષયોપશમસમુત્થો તત્વાવબોધો જ્ઞાનમ્**" જ્ઞાનાવરણીય કર્મના ક્ષય-ક્ષયોપશમથી ઉત્પન્ન થયેલો જે તત્ત્વનો અવબોધ તેનું નામ **જ્ઞાન** છે. અહીં **તત્ત્વબોધો જ્ઞાન**' એમ ન રાખતાં '**તત્ત્વાવબોધો જ્ઞાન**' એમ જે રાખ્યું છે, તેમાં **અવ** પદનો અર્થ એવો કરવો ઉચિત લાગે છે કે **તથાપ્રકારે નિબિડ જ્ઞાનાવરણીયના ઉદયથી કોઈ લઘુકર્મીને પણ આચારાંગાદિ શ્રુતનું જ્ઞાન ન થાય, ફક્ત અષ્ટ પ્રવચનમાતાનું જ્ઞાન હોય અથવા માષતુષમુનિ સરખાને તે પણ ન હોય, તેમ છતાં જો જ્ઞાનવાન-ગીતાર્થ-મહર્ષિની નિશ્રા હોય તોપણ તે જ્ઞાની જ ગણાય છે. અને પરંપરાએ સંસારનો નિસ્તાર પામી શકે છે.**

અહીં એ પણ ખ્યાલ રાખવાની જરૂર છે કે—

જેમ સ્વયં તથાપ્રકારે ઉપર જણાવ્યા મુજબ **આચારાંગાદિ** વિશિષ્ટ જ્ઞાનવાળો ન હોય, પરંતુ તેવા જ્ઞાની ગુરૂ મહારાજની નિશ્રાએ રહેનાર હોય તો સ્વયં જ્ઞાનવાન ગણવા સાથે સંસારનો પાર પામી શકે છે, એટલે કે અન્ય જ્ઞાનવાન–મહર્ષિના આલંબનથી પોતે જ્ઞાની કહેવાય છે, તેમ દર્શન અને ચારિત્રમાં બનતું નથી.

અર્થાત્ અન્ય સમ્યગ્દર્શનવાળા અથવા સમ્યગ્ચારિત્રવાળાના આલંબન માત્રથી સમ્યગ્દર્શની અથવા સમ્યગ્ચારિત્રી કોઈ રીતે ગણાતો નથી.

પોતાનામાં સમ્યગ્દર્શન ગુણ અથવા સમ્યગ્ચારિત્ર ગુણ ઉત્પન્ન થયો હોય તોજ તે સમ્યગ્–દર્શની અથવા સમ્યગ્ચારિત્રી કહી શકાય છે.

અહીં એમ શંકા થશે કે–શાસ્ત્રમાં સ્થાને સ્થાને જ્ઞાન અને ક્રિયાના નયના પ્રસંગમાં આપવામાં આવતા પંગુ અને અંધના દૃષ્ટાંતમાં દેખતા પંગુએ જેમ માર્ગ બતાવ્યો, તેમ નહિં દેખતો અંધ ચાલવાથી ઈષ્ટ સ્થાને પહોંચ્યો, તે જ પ્રમાણે ચાલવાની ક્રિયા વિનાનો પંગુ ચાલનારા અંધની મદદથી પણ ઈષ્ટ સ્થાને જેમ પહોંચી ગયો.

તે પ્રમાણે અન્ય સમ્યગ્ ક્રિયા (ચારિત્ર) વાનના આધારે–અવલંબને રહેલો ચારિત્ર વિનાનો સમ્યગ્ ચારિત્રવંત કેમ ન કહેવાય! અને તે પણ પરંપરાએ કેમ સંસારનો નિસ્તાર ન પામી શકે!

આ બાબતમાં પણ સમાધાન આ પ્રમાણે થવું ઉચિત લાગે છે કે—

શાસ્ત્રમાં આપવામાં આવેલ, અંધ–પંગુનું દૃષ્ટાંત **જ્ઞાન** અને **ક્રિયા** એ પરસ્પર નિરપેક્ષ હોય તો ફળસિદ્ધિ માટે કેમ ફળ શૂન્ય થાય છે? અને તે બંને પરસ્પર જો સાપેક્ષ હોય તો ફળસિદ્ધિ માટે કેટલા સમર્થ બને છે? તે જણાવવા પુરતું છે. પરંતુ જ્ઞાન-

વાનના આલંબનથી અજ્ઞાની પણ જ્ઞાની ગણાય, તે પ્રમાણે ક્રિયાવાળા (ચારિત્રવંત)ના આલંબનથી અક્રિયાવાળો (ચારિત્ર વિનાનો) પણ ક્રિયાવાન્ (ચારિત્રવંત) ગણાય તે માટે અપાયેલું નથી.

આ પ્રમાણે સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાનની સંક્ષિપ્ત વ્યાખ્યા આપ્યા બાદ હવે સમ્યક્ચારિત્રની સંક્ષિપ્ત વ્યાખ્યા આપે છે.

**ચારિત્ર-મોહનીયનો ક્ષય, ક્ષયોપશમ અથવા ઉપશમ થવાથી ઉત્પન્ન થયેલી સત્=સારી ક્રિયામાં પ્રવૃત્તિ અને અસત્=ખરાબ ક્રિયાથી નિવૃત્તિરૂપ વિરતિ તે ચારિત્ર છે.**

અહીં પણ શંકા થશે કે-અભવ્યાદિકને પણ આવી **સત્ક્રિયા પ્રવૃત્તિ** અને **અસત્ક્રિયાનિવૃત્તિ** રૂપ વિરતિ હોય છે, તો શું તેમને પણ ચારિત્ર માનવું ? ના! તેમને ચારિત્ર માનવું નથી અને ચારિત્ર મોહનો ક્ષય, ઉપશમ અથવા ક્ષયોપશમ પણ માનવો નથી.

કારણ કે અભવ્યને યદ્યપિ બાહ્યથી સત્ક્રિયાપ્રવૃત્તિ અસત્-ક્રિયાનિવૃત્તિ દશ્યમાન થાય છે, પરંતુ આંતરદૃષ્ટિથી તે બાબતમાં જો વિચારાય તો તેને ભવિષ્યના બાહ્ય સુખોની અથવા પૂજાવા-મનાવાની તીવ્ર આકાંક્ષા હોય ત્યાં બાહ્યથી અસત્ક્રિયાનિવૃત્તિ અને સત્ક્રિયાપ્રવૃત્તિ હોય છતાં ચારિત્ર મોહનીયનો ક્ષય, ઉપશમ કે ક્ષયોપશમ કેમ માની શકાય ?

આવા સંજોગોમાં તો તીવ્ર આકાંક્ષાને અંગે મોહનું પ્રાબલ્ય હોય એટલે ષષ્ઠ ગુણસ્થાનરૂપ વિરતિ તો કોઈ રીતે પણ હોઈ શકે નહીં.

**શંકા :**-કેટલાક ભવ્યજીવો પ્રભુપૂજા અથવા ચારિત્રાદિરૂપ ધર્મનું પાલન કરતા હોય છે, પરંતુ તેવાઓમાંથી કેટલાકને બાહ્ય સુખની અભિલાષા હોય છે, તો શું તેટલા માત્રથી તેને સમ્યગ્દર્શન અથવા સમ્યક્ચારિત્ર ન માનવું !

**સમાધાન :**-વાત સાચી છે! પરંતુ અભવ્ય બાહ્ય-સુખની તીવ્ર-અભિલાષા સાથે સર્વજ્ઞ, મોક્ષ, જીવાજીવાદિ તત્ત્વો એવું કશું

પણ માનતો જ નથી. એટલે તેવા અભવ્યને તો સદ્-અસદ્ ક્રિયાની પ્રવૃત્તિ-નિવૃત્તિમાં પણ સમ્યગ્દર્શનાદિ ન મનાય, કિંતુ મોહનું પ્રાબલ્ય જ મનાય. જ્યારે તેવા ભવ્યાત્માઓ ધર્મક્રિયા કરવામાં મોહાદિ નિમિત્તે કોઈ કોઈ વખતે બાહ્ય-સુખની અભિલાષાવાળા થાય છે પરંતુ એ બાહ્ય સુખની અભિલાષા સાથે સર્વજ્ઞપણાની, મોક્ષના અસ્તિત્વની કે અરિહંતનું આરાધન મોક્ષદાયક છે, એવા પ્રકારની બુદ્ધિ સાથે રહેલી હોવાથી બાહ્ય-સુખની અભિલાષાવાળા છતાં તેવાઓને સમ્યગ્દર્શન કે સમ્યગ્ચારિત્ર માનવામાં હરકત નથી, ફક્ત તેની તેટલા વખતની ક્રિયા-દ્રવ્ય ક્રિયા ગણાય છે. નિયાણા વિગેરે પ્રસંગે પણ આ વસ્તુ ધ્યાનમાં રાખવા જેવી છે.

તાત્પર્ય એ થયું કે-એક ચોર જે અવસરે કોઈના ઘરમાં ચોરી કરવા ગયો તે વખતે કાયાને ઘણી જ ગોપવે છે, જરૂર પડે તો શ્વાસાદિકનું પણ રૂંધન કરે છે, કિંતુ તેટલા માત્રથી કાયગુપ્તિ અથવા ઇન્દ્રિયદમન જેમ ગણવામાં આવતું નથી, તે પ્રમાણે જે વિરતિ કેવળ બાહ્ય સુખની આકાંક્ષા તરીકે જ હોય અને તેની પ્રાપ્તિ અર્થે બધી ક્રિયાઓ થતી હોય ત્યાં ચારિત્ર કોઈપણ રીતે સંભવી શકતું નથી.

આ પ્રમાણે ઉપર જેની વ્યાખ્યા જણાવેલી છે તેવા સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્ચારિત્ર એ જ મોક્ષમાર્ગ છે. એથી ન્યૂન કે અધિક નહીં, એ અંતમાં આપેલા **इति**પદથી સ્પષ્ટ થાય છે.

શંકા :-સૂત્રોમાં ઘણે ઠેકાણે **ज्ञान-क्रियाभ्यां मोक्ष :**-એ પ્રમાણે જણાવેલું છે, અહીં તો સમ્યગ્દર્શન વધારી તમે ત્રણ બાબતો બતાવો છો ?

વળી સંવર-નિર્જરા મોક્ષના મુખ્ય અંગ છે. તેને તો તમે અહીં લીધાં જ નથી કેમકે-સંવર નિર્જરા અમુક હદના થાય ત્યારે તો તેના ફળરૂપ સમ્યગ્દર્શનાદિ ગુણો પ્રગટ થાય છે.

જેમ-એક દૂરના શહેરમાં જવું હોય તો પાંચ ગાઉ ચાલે એટલે એક ગામ આવે, વળી પાંચ ગાઉ ચાલે એટલે બીજું ગામ આવે, પરંતુ તેટલા માત્રથી તે રસ્તામાં આવતા ગામને રસ્તો ન કહેવાય, પણ જેના ઉપર ચાલે છે તે જ ખરી રીતે રસ્તો છે.

તે પ્રમાણે-અહીં પણ સંવર અને નિર્જરા એ જ મુખ્યત્વે માર્ગ છે, અમુક પ્રમાણનો સંવર અને અમુક કર્મસ્થિતિની નિર્જરા થાય ત્યારે માર્ગમાં આવતા ગામોની માફક સમ્યગ્દર્શનાદિ ગુણો ફળરૂપે પ્રગટ થાય છે, તો પછી સંવર-નિર્જરાને જ ખરેખર મોક્ષના માર્ગ તરીકે કહેવાના બદલે અવાન્તર ગુણોને મોક્ષમાર્ગ કેમ કહ્યો ? તથા **न्यूनाधिकानि** એમ કહીને **ज्ञान-क्रियाभ्यां मोक्षः** એને પણ ઉડાડી ઘો છો, અને મોક્ષના માર્ગ તરીકે રહેલી સંવર-નિર્જરાને પણ છોડી દો છો ! તેનું શું કારણ ?

**સમાધાન** :-જ્યાં જ્યાં **ज्ञान-क्रियाभ्यां मोक्षः** એ વાકય આવે છે ત્યાં ત્યાં પ્રાયઃ જૈનદર્શનની સિદ્ધિનો પ્રસંગ હોય છે. અર્થાત્ જૈનદર્શન મોક્ષના મંતવ્યમાં કેવા પ્રકારનું છે ? તે વસ્તુની અન્ય દર્શનિકો સાથેની વિચારણામાં આ વાકય આપવામાં આવે છે.

હવે જો અહીં પણ **જ્ઞાનની** આગળ સમ્યગ્દર્શન પદ રાખવામાં આવે તો દર્શનનો અર્થ જૈન પરિભાષામાં તો એવો જ થાય કે "જીવાજીવાદિ મોક્ષપર્યંત પદાર્થો જે પ્રમાણે હોય તે પ્રમાણે માનવા તેનું નામ સમ્યગ્ દર્શન." હવે અહીં વિચારો કે મોક્ષની તો સિદ્ધિ કરવી છે અને સાધ્ય એવા મોક્ષની સિદ્ધિને અર્થે **ज्ञान-क्रियाभ्यां मोक्षः** એ સૂત્ર આપવામાં આવે છે. એમાં જો ભેગું **સમ્યગ્ દર્શનપદ** આપવામાં આવે તો જે સાધ્યની સિદ્ધિ હજુ કરવાની છે, તેને તો **સમ્યગ્ દર્શનની** પરિભાષિત વ્યાખ્યાથી માની લેવાનું રહ્યું. માટે અહિં સ્વતંત્ર **સમ્યક્દર્શન પદ** નથી આપ્યુ, પરંતુ **જ્ઞાનમાં સમ્યગ્દર્શન** માની લેવાનું છે.

સંવર-નિર્જરા માટે જે કહ્યું તો સંવર-નિર્જરા અવશ્ય મોક્ષનો માર્ગ છે. અને ચૌદમે ગુણઠાણે સંપૂર્ણ સંવર અને સંપૂર્ણ નિર્જરા

થશે, ત્યારે જ મોક્ષ મળવાનો છે એ વસ્તુ ચોક્કસ છે. આમ છેવટે ઉપર જણાવ્યા મુજબ તેનું ચોક્કસપણું છે.

પરંતુ આદિમાં સંવર–નિર્જરા ક્યારથી ગણવી! કારણ કે સૂક્ષ્મ-નિગોદાદિકને પણ અપેક્ષાએ સંવર–નિર્જરા તો છેજ. પરંતુ તે સંવર–નિર્જરા મોક્ષના કારણભૂત નથી. આમ અચોક્કસપણું હોવાથી સંવર–નિર્જરાને સ્વતંત્ર રીતે મોક્ષના કારણ તરીકે ન ગણતાં સમ્યગ્દર્શનાદિને મોક્ષ માર્ગ તરીકે ગણવામાં આવ્યા છે.

આ ઉપરથી **सम्यग्दर्शन–ज्ञान–चारित्राणि मोक्षमार्गः** એ સૂત્રમાં કહેલો છે તે જ મોક્ષમાર્ગ છે.

વળી અહીં **मोक्ष** એટલે આત્માની કર્મવિમુક્ત અવસ્થા એવો અર્થ લેવો પણ—

દશમા અધ્યાયમાં **कृत्स्नकर्मक्षयो मोक्षः** સકલ કર્મનો ક્ષય તેનું નામ મોક્ષ એવું જે મોક્ષનું કથન કર્યું, તેવી મોક્ષની વ્યાખ્યા અહીં ન લેવી.

એમ કરવાનું કારણ એ છે કે જો સકલ કર્મનો ક્ષય તેનું નામ જ મોક્ષ લેવામાં આવે તો જે સમયે **સકલ કર્મનો ક્ષય થાય તે સમયે જ મોક્ષ** ગણાય. પછીના સમયમાં મોક્ષ જેવી અવસ્થા એ વ્યાખ્યાને આધારે ઘટી શકે નહીં. જ્યારે **કર્મ-વિમુક્ત આત્મા તેનું નામ મોક્ષ** લેવામાં આવે તો સકલ કર્મનો ક્ષય થયા બાદ અનંતાકાલ સુધી પણ મોક્ષ માનવામાં કશી હરકત નથી આવતી, આવો જે મોક્ષ એટલે કે **કર્મ વિમુક્ત જે આત્મા તેનો જે માર્ગ** અર્થાત્ **શુદ્ધિનું આપાદન તે સમ્યગ્દર્શનાદિ** વડે થાય છે.

માટે **સમ્યગ્દર્શનાદિ મોક્ષનો માર્ગ છે.**

**ઈષિત્પ્રાગ્ભારા** નામની આઠમી પૃથ્વીરૂપ ક્ષેત્રને જ્યારે મોક્ષ કહેવામાં આવે ત્યારે તે ક્ષેત્રની પણ **आकालं** અર્થાત્ આવ્યા બાદ

અનંતકાળે પણ ન જાય તેવી પ્રાપ્તિ માટે તે સમ્યગ્દર્શનાદિ કારણ છે, અને તેથી તે મોક્ષનો માર્ગ છે.

અહીં જે **आकाल** પદ ટીકાકારે આપ્યુ છે તેની સફળતા એ છે કે સૂક્ષ્મ-નિગોદાદિ જીવોને તે સ્થાન પ્રાપ્ત તો થાય છે, પરંતુ પ્રાપ્ત થયા બાદ કાયમ તે સ્થાન ટકી રહેતું નથી, ત્યાંથી અમુક ટાઈમે અવશ્ય ખસવું પડે છે, જ્યારે મોક્ષને અંગે જ્યારે તે ક્ષેત્રની પ્રાપ્તિ થાય ત્યારે તે ક્ષેત્રથી તે આત્માને કોઇ પણ વખતે ખસવાનો પ્રસંગ આવતો જ નથી. આ આશયથી જ **आकाल** પદ રાખ્યું છે.

અહીં **मोक्षमार्ग पंथः** એનું **त्रिविधः** એ વિવરણ છે. એટલે **સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર** કહો ! અથવા **મોક્ષમાર્ગ** કહો ! તે બંને એક જ છે,

મોક્ષમાર્ગને અંગે આટલા વિવરણ પુરતું જ કહેવાનું નથી પરંતુ હમણાં જ કહેલા તે મોક્ષમાર્ગને આ સૂત્રથી આગળના સૂત્રોમાં **तत्वार्थ-श्रद्धानं सम्यग्दर्शनम् । तन्निसर्गादधिगमाद्वा** ઈત્યાદિ સૂત્રો વડે સ્વરૂપ તેમજ ભેદો વડે સ્વ-પરના અનુગ્રહ માટે ઉદ્દિષ્ટ સંક્ષેપની અપેક્ષાએ વિસ્તારથી કહેવામાં આવશે, અર્થાત્ અમો કહીશું.

**लक्षणतः** એ ભાષ્યના પદનો અર્થ લક્ષણથી એમ ન કરતાં '**સ્વરૂપની અપેક્ષાએ**' એમ કહ્યો છે, તેનું કારણ એ છે કે-

**તત્ત્વાર્થ-શ્રદ્ધાનને સમ્યગ્ દર્શનનું** લક્ષણ માનવામાં આવે તો જેને જેને સમ્યગ્ દર્શન હોય તે પ્રત્યેકને **તત્ત્વાર્થ શ્રદ્ધાન** હોવું જ જોઈએ. **તત્ત્વાર્થ શ્રદ્ધાન** મનની અપેક્ષાવાળું છે અને તેવું **તત્ત્વાર્થ શ્રદ્ધાન** ક્ષાયિક સમકિતવંતને પણ મનના અભાવે અપાંતરાલ ગતિમાં ન હોય તેથી અવ્યાપ્તિ આવે એ અવ્યાપ્તિ દોષને દૂર કરવા માટે **લક્ષણ** શબ્દનો અર્થ **સ્વરૂપ** એવો કર્યો, એટલે કે "**જ્યાં જ્યાં તત્ત્વાર્થ શ્રદ્ધાન છે. ત્યાં ત્યાં સમ્યગ્-**

**દર્શન અવશ્ય છે."** પરંતુ **"સમ્યગ્દર્શન હોય ત્યાં તત્ત્વાર્થ શ્રદ્ધાન હોવું જ જોઇએ."** એવો નિયમ નથી.

સ્વપરના ઉપકાર નિમિત્તે વિસ્તારથી કથન કરવાનું છે. તો પછી સંક્ષેપથી અર્થને કથન કરનાર "**सम्यग्दर्शन-ज्ञान-चारित्राणि मोक्षमार्ग:**" એ આદ્યસૂત્રનું શું પ્રયોજન છે? એ આશંકાના નિવારણ માટે કહે છે કે–

શાસ્ત્રની આનુપૂર્વી અર્થાત્ પ્રણાલિકા તેની રચના માટે તેમજ "**तु**" પદથી લાભ–ક્રમ જણાવવા માટે સામાન્ય ઉદ્દેશ માત્રરૂપે **सम्यग्दर्शनज्ञान चरित्राणि मोक्षमार्ग:** એ સૂત્ર કહેવામાં આવ્યું છે.

અહીં અર્થ સંબંધી અથવા કામસંબંધી ઉપદેશ કરનારા જે ગ્રંથો તેને શાસ્ત્ર તરીકે ગણવા નથી. પરંતુ ત્રણ પુરુષાર્થમાં સર્વોત્તમ પુરૂષાર્થ જે ધર્મ અથવા તેના ફળરૂપે જે મોક્ષ તેના માર્ગને બતાવનારૂં જે હોય તે જ શાસ્ત્ર તરીકે ગણવાનું છે.

એ વ્યાખ્યાથી **આચારાંગાદિ** કોઈપણ શાસ્ત્રને શાસ્ત્ર ગણવામાં આવશે. તેટલા માટે ટીકાકાર મહારાજાએ **प्रक्रान्त** પદથી ચાલુ **તત્ત્વાર્થ શાસ્ત્રને** અહીં શાસ્ત્ર તરીકે ગણવાનું કહ્યું છે.

તાત્પર્ય એ છે કે આ ક્રમ વડે સમ્યગ્દર્શનાદિ કહીશ, અર્થાત્ પ્રથમ **સમ્યગ્દર્શનનું** સ્વરૂપ, ત્યારબાદ **સમ્યગ્જ્ઞાનનું** ત્યાર બાદ **સમ્યક્ચારિત્રનું** સ્વરૂપ એ અનુક્રમે કહીશ.

વળી સમ્યગ્દર્શનાદિની પ્રાપ્તિનો ક્રમ પણ આ પ્રમાણે જ છે, એટલે કે પ્રથમ **સમ્યગ્દર્શન** પછી **સમ્યગ્જ્ઞાન** અને ત્યારબાદ **સમ્યક્ચારિત્ર** આત્મામાં ઉત્પન્ન થાય છે,

આ પ્રમાણે અહીં સંગ્રહરૂપે પ્રથમ સૂત્રનું પ્રતિપાદન કરવાનો ગ્રંથકારનો એ આશય છે કે **वह्वर्थसंग्रह लघुग्रन्थ** એ કારિકામાં સંગ્રહ રૂપે પ્રતિપાદન કરવાની સ્વયં પ્રતિજ્ઞા કરેલી છે.

**सम्यग्दर्शन-ज्ञान-चारित्राणि** એ બહુવચનાન્ત છતાં **मोक्षमार्ग** એ એકવચનાન્ત પદ શા માટે આપ્યુ? તે શંકાના નિવારણ માટે

જણાવે છે કે **एतानि इत्यादि** પ્રથમ ઉદ્દેશરૂપે જેનું સ્વરૂપ કહેવાયું છે, તે સમ્યગ્દર્શનાદિ સર્વ મોક્ષના સાધક છે, હરડે, બહેડાં અને આમલાં એ ત્રણેનું સમૂહાત્મક **ત્રિફલા** નામનું ચૂર્ણ જેમ આરોગ્ય કરનાર છે, તેમ સમ્યગ્દર્શનાદિ ત્રણે ભેગા મળીને જ મોક્ષને સાધનારા છે.

આ ઉપરથી જો કે એ સિદ્ધ થાય છે કે-ત્રણમાંથી એકની પણ ન્યૂનતા હોય તો મોક્ષસાધક થતા નથી, તો પણ જ્ઞાન જ મોક્ષનું સાધક છે કે ક્રિયા જ મોક્ષ પ્રાપ્ત કરાવનાર છે. ઈત્યાદિ વિરૂદ્ધ મંતવ્યના સ્પષ્ટ નિરાસ માટે ભાષ્યકાર કહે છે કે **एकतरेत्यादि०**

અહીં સમ્યગ્દર્શનાદિ ત્રણ હોવાથી **एकतर** ન કહેતાં **एकतम** કહેવું જોઈએ, છતાં **एकतर** કેમ કહ્યું ? તેનું કારણ એ છે કે સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્ચારિત્ર એ બે ગુણો જ અહીં દર્શનાંતરની સાથે વાદના પ્રસંગમાં લેવાયા છે, અને સમ્યગ્દર્શનનો સમ્યગ્જ્ઞાનમાં અન્તર્ભાવ કરી દીધો, એટલે કે દર્શનાંતરોમાં કોઈ એકલા જ્ઞાનને જ મોક્ષનું સાધન માને છે, પરંતુ વાસ્તવિક રીતે તે તત્ત્વ નથી, બેમાંથી એકનો પણ અભાવ હોય અર્થાત્ ફક્ત જ્ઞાનને જ ઈષ્ટ સિદ્ધિનું કારણ માનવામાં આવે તો તે એકલું જ્ઞાન સદ્ક્રિયા વિના પાંગળું છે, અને એકલી ક્રિયાને જ મોક્ષની સાધિકા ગણવામાં આવે તો તે એકલી ક્રિયા વિશિષ્ટ જ્ઞાન વિના આંધળી છે.

આ કારણથી કહે છે કે-સમ્યગ્દર્શનાદિ ત્રણમાંથી એકનો પણ જો અભાવ હોય અર્થાત્ આત્મામાં તે ગુણની પ્રાપ્તિ ન થઈ હોય તો તે મોક્ષના સાધક થઈ શકતા નથી.

આ રીતે ત્રણે ભેગા થાય તોજ મોક્ષમાર્ગ બની શકે છે, આ કારણથી સૂત્રમાં **सम्यग्दर्शन-ज्ञान-चारित्राणि** એ બહુવચન છતાં **मोक्षमार्गः** તે એકવચનાન્ત રાખેલ છે, તે યોગ્ય છે.

શંકા–ઉપર જણાવી ગયા છો કે આ ત્રણ પ્રકારનો મોક્ષમાર્ગ છે, એ ભાવાર્થવાળા ભાષ્યના વાક્યથી જ ઉપરની વસ્તુ ગતાર્થ છે, **एकतरस्याप्यभावे** ઇત્યાદિ કથનની હવે જરૂર નથી, છતાં શા માટે કથન કરવામાં આવે છે?

સમાધાન–**एष त्रिविधो मोक्षमार्गः** એ ભાષ્યના વચનથી ખડ્ગ કુહાડાથી છેદ થઈ શકે છે. એ વાક્યમાં જેમ ખડ્ગથી છેદ થાય અને કુહાડાથી પણ છેદ થાય, છેદક્રિયા બંનેની સાથે જરૂર હોય, તે પ્રમાણે અહીં પણ સમ્યગ્દર્શન એ મોક્ષનો માર્ગ છે. અને સમ્યક્ચારિત્ર એ પણ મોક્ષનો માર્ગ છે. એમ કોઈ જુદું જુદું સમજી ન લે, પરંતુ તે સમ્યગ્દર્શનાદિ ત્રણે ભેગા થાય તો જ મોક્ષનું અંગ છે. એ વસ્તુ ચોક્કસ ખ્યાલમાં આવે તે મુદ્દો લક્ષ્યમાં રાખી આ પંક્તિ કહેવામાં આવી છે.

એથી એ તાત્પર્ય આવ્યું કે–મોક્ષના અર્થીઓએ સમ્યગ્દર્શનાદિ ત્રણેનું આલંબન લેવું જોઈએ, સમ્યગ્દર્શનાદિ ત્રણે સમુદિત હોય તો જ મોક્ષના હેતુ છે, એ જેમ જણાવ્યું તે પ્રમાણે આ આગળ કહેવાતા લાભક્રમ સંબંધી પણ ધ્યાનમાં રાખવું એ માટે **एषां च** ઇત્યાદિ ભાષ્ય–પંક્તિ કહે છે.

સમ્યગ્દર્શનાદિ ત્રણમાંથી સૂત્રક્રમની અપેક્ષાએ પ્રથમ સમ્યગ્-દર્શનની પ્રાપ્તિ થઈ હોય છતાં સમ્યગ્દર્શન પછીના જ્ઞાન અને ચારિત્રની ભજના, એટલે હોય અગર ન પણ હોય એમ જાણવું.

જેમકે–બધાય દેવ, નારકી અને તિર્યંચોને તથા કેટલાક મનુષ્યોને સમ્યગ્દર્શનનો લાભ થયો પણ હોય, તોપણ આચારાંગાદિ વિશિષ્ટ જ્ઞાન હોતું નથી. વળી કોઈ મનુષ્યને આચારાંગાદિ વિશિષ્ટ જ્ઞાન હોવા છતાં સામાયિકાદિ વિશિષ્ટ ચારિત્ર હોતું નથી, **उत्तरलाभे** એટલે સૂત્રમાં જણાવેલા ક્રમની અપેક્ષાએ ચારિત્રનો લાભ થયો હોય તો સમ્યગ્જ્ઞાન અવશ્ય થયેલું જ હોય. કારણ કે સમ્યગ્જ્ઞાન સિવાય સમ્યગ્ચારિત્ર હોઈ શકતું જ નથી, એ જ પ્રમાણે સમ્યગ્–

જ્ઞાનનો લાભ થયો હોય તો સમ્યગ્દર્શનનો લાભ થયેલો હોવો જ જોઈએ, કારણ કે સમ્યગ્દર્શન સિવાય સમ્યગ્જ્ઞાન સંભવી શકતું નથી.

**શંકા** :–**उत्तरलाभे नियतपूर्वलाभः** એ બાબત તેમજ **पूर्वस्य लाभे भजनीयं उत्तरम्** એ બાબત જ્ઞાન અને ચારિત્રમાં બરાબર ઘટી શકે છે. કારણ કે સમ્યગ્ચારિત્ર હોય તો સમ્યગ્જ્ઞાન અવશ્ય હોય જ, અને સમ્યગ્જ્ઞાન હોય તો સમ્યગ્ચારિત્ર હોય અગર કોઈને ન પણ હોય, પરંતુ સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન માટે ઉપરની બંને બાબતોમાંથી **पूर्वस्य लाभे भजनीयमुत्तरं** એ બાબત સંગત થઈ શકતી નથી. કારણકે સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન એ બંને ગુણો આત્મામાં એક સાથે જ થાય છે, તે આ પ્રમાણે–

મિથ્યાત્વ મોહનીયના ક્ષયોપશમ વિગેરે કારણથી જે અવસરે સમ્યગ્દર્શન ગુણ પેદા થાય છે, તે જ અવસરે મત્યાદિ અજ્ઞાનપણ સમ્યગ્જ્ઞાન રૂપે પરિણમે છે. વસ્તુસ્થિતિ આ પ્રમાણે હોવાથી સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાનમાં **पूर्वस्य लाभे भजनीयमुत्तर** આ ભાષ્યકાર મહારાજનું વાક્ય શી રીતે સંગત થઈ શકે ?

**સમાધાન** :–ઉપરોક્ત વાત બરાબર છે, તો પણ જ્ઞાનાવરણાદિ કર્મોના ક્ષયોપશમ નિમિત્તે ઉત્પન્ન થતું સમ્યગ્જ્ઞાન તથાપ્રકારની સમ્યગ્દર્શન ગુણજન્ય રૂચિ હોય તો જ હોઈ શકે, તે સિવાય કોઈ રીતે હોઈ શકતું નથી.

આ પ્રમાણે હોવાથી સમ્યગ્જ્ઞાનને સમ્યગ્દર્શન પૂર્વક કહેવામાં કશું અયોગ્ય નથી, સમ્યગ્દર્શન પૂર્વક જ સમ્યગ્જ્ઞાન છે. પરંતુ સમ્યગ્જ્ઞાન પૂર્વક સમ્યગ્દર્શનથી જ આ પ્રમાણે હોવાથી સમ્યગ્જ્ઞાન સમ્યગ્ દર્શન પૂર્વક હોય અથવા સમ્યગ્દર્શન નિમિત્તક હોય તેમાં કશો વિરોધ નથી, પરંતુ સમ્યગ્દર્શન હોવાછતાં સમ્યગ્જ્ઞાનની ભજના ભાષ્યકાર જણાવે છે. તે માટે શું કરવું ! તો તે ભજનામાં

સામાન્ય સમ્યગ્જ્ઞાન લેવાતું નથી, પરંતુ ઉપર જણાવ્યા પ્રમાણે અષ્ટપ્રવચન માતારૂપ અથવા આચારાંગાદિ દ્વાદશાંગીરૂપ જ્ઞાન લેવાનું છે. અને એ સમ્યગ્જ્ઞાનની સમ્યગ્દર્શનનો સદ્ભાવ હોય તો પણ ભજના ગણવાની છે.

આ બાબત ટીકાકાર મહારાજા જણાવે છે કે-સમ્યગ્દર્શનનો લાભ થયા બાદ તુર્ત મૃત્યુ પામનાર કોઈક આત્માને વિશિષ્ટ જ્ઞાન નથી પણ હોતું, એ રીતે સમ્યગ્જ્ઞાનની સમ્યગ્દર્શનમાં ભજના બરાબર વ્યાપે છે.

અહીં એક સ્થળે સામાન્ય જ્ઞાન લીધું, વળી ભજનાની સિદ્ધિ માટે વિશેષ જ્ઞાન ગ્રહણ કર્યું, એમાં અનેક શંકા-સમાધાન કરવાની જરૂર છે, પરંતુ તે પ્રસંગથી સર્યું. કારણ કે અમે તો ભાષ્યકારના અક્ષરોનો સ્પષ્ટ અર્થ સમજી શકાય તેટલા પુરતો જ પ્રયાસ કરીએ છીએ, વધુ વિવેચન અવસરે બીજે ક્યાંક વિચારાશે.

तत्त्वार्थश्रद्धानं सम्यग्दर्शनम् ॥२।

तत्त्वानामर्थानां श्रद्धानं तत्त्वेन वाऽर्थानां श्रद्धानं
तत्त्वार्थश्रद्धानं, तत् सम्यग्दर्शनम्
तत्त्वेन भावतो निश्चितमित्यर्थ
तत्त्वानि जीवादीनि वक्ष्यन्ते।

त एव चार्थास्तेषां श्रद्धानं तेषु प्रत्ययावधारणम्।

तदेवं प्रशम-संवेग-निर्वेदाऽनुकम्पाऽऽस्तिक्याऽऽभिव्यक्तिलक्षणं
तत्त्वार्थश्रद्धानं सम्यग्दर्शनमिति ॥

**સૂત્રાર્થ:-તત્ત્વભૂતપદાર્થોનું શ્રદ્ધાન તે જ સમ્યગ્દર્શન:**

ભાષ્યાર્થ:-તેમાં **તત્ત્વભૂત** અર્થાત્ જે પ્રમાણે જેનું સ્વરૂપ સર્વજ્ઞદૃષ્ટિમાં આવેલું છે, તે પ્રમાણે રહેલા પદાર્થોનું **શ્રદ્ધાન** તેનું નામ **સમ્યગ્દર્શન** અથવા **તત્ત્વથી પદાર્થોનું શ્રદ્ધાન** તે **તત્ત્વાર્થ શ્રદ્ધાન**, અર્થાત્ **સમ્યગ્દર્શન** तत्त्वेन ભાવથી નિશ્ચિત-પણે **તત્ત્વો**=જીવ, અજીવ, આશ્રવ, સંવર, નિર્જરા, બન્ધ અને મોક્ષ

રૂપે છે તે આગળ કહેવાશે, તે તત્ત્વો-તે જ પદાર્થો, તેનું **શ્રદ્ધાન** અથવા પ્રતીતિપૂર્વક તે તત્ત્વોનું અવધારણ કરવું તે **સમ્યગ્દર્શન.**

આ પ્રમાણે **પ્રશમ, સંવેગ નિર્વેદ, અનુકમ્પા** તથા **આસ્તિક્યાદિ ગુણોની અભિવ્યક્તિ**=પ્રગટપણું એ **જેનું લક્ષણ** છે અને **તત્ત્વભૂત પદાર્થોનું શ્રદ્ધાન** એ જેનું સ્વરૂપ છે તે **સમ્યગ્દર્શન** કહેવાય છે.

**વિવેચન:- ભાષ્યમાં જે તત્ર** આપવામાં આવ્યું છે તે ઉપન્યાસના અર્થવાળું છે, અર્થાત્ પ્રથમસૂત્રમાં સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્રને જે મોક્ષનો માર્ગ કહ્યો, તેમાં સમ્યગ્દર્શન કોને કહેવાય ? તે અહીં જણાવે છે-એમ સમજવાનું છે.

પ્રતીતિરૂપે અર્થાત્ જાણવારૂપે તત્ત્વાર્થ શ્રદ્ધાન ભલે કદાચ ન હોય, પરંતુ મિથ્યાત્વ મોહનીયના ક્ષયોપશમાદિ કારણથી રૂચિરૂપ હોય તેને સમ્યગ્દર્શન કહેવાય છે. એટલે કે તે અજ્ઞાનનું પરિણામાન્તર છે.

તત્ત્વ એ થયું કે-મિથ્યાત્વાદિના ક્ષયોપશમાદિ કારણથી સમ્યગ્દર્શન અને સમ્યગ્દર્શનથી અજ્ઞાનનું પરિણામાન્તર સમ્યગ્જ્ઞાન થાય છે, એમ સમજવું. આ તો સૂત્રનો સામુદાયિક અર્થ થયો.

હવે સૂત્રના પ્રત્યેક અવયવોને અંગે **ભાષ્યકારના** કથન ઉપર / વિચારીએ.

**તત્ત્વ** એટલે અવિપરીત **અર્થો** એટલે જીવાજીવાદિ જાણી શકાતા પદાર્થો, **તેનું જે શ્રદ્ધાન** અર્થાત્ (આ વસ્તુ આ પ્રમાણે જ છે.) **એવી જે રુચિ** તેનું નામ **તત્વાર્થ શ્રદ્ધાન.**

**શંકા:**-જે તત્ત્વ હોય તે પદાર્થ સિવાય નથી હોતું, અર્થાત્ પદાર્થ તત્ત્વ સિવાય નથી હોતો. તો તત્ત્વ અને અર્થ એ બેમાંથી એકનું જ ગ્રહણ કરવું ઉચિત હોઈ '**तत्त्वश्रद्धानं सम्यग्दर्शनम**' એમ બોલો, અથવા '**अर्थश्रद्धानं सम्यग्दर्शनम्**' એ પ્રમાણે બોલો, પરંતુ '**तत्त्वार्थश्रद्धानं सम्यग्दर्शनम्**' એમાં તત્વ અને અર્થ એ બેનું ગ્રહણ કરવું ઉચિત નથી.

**સમાધાન**:-**તત્ત્વ** અને **અર્થ** બંને પદનું ગ્રહણ કરવું અયોગ્ય નથી, કિન્તુ યોગ્ય જ છે.

કારણ કે **સાંખ્ય** વિગેરે મતવાળા જીવાજીવાદિ પદાર્થોને માને છે, પરંતુ સર્વજ્ઞની દૃષ્ટિએ જે પ્રમાણે તેનું નિત્યા-નિત્યાદિ સ્વરૂપ માનવું જોઈએ, તે મુજબ અવિપરીતપણે માનતા નથી, પરંતુ નિત્ય જીવ છે. એમ વિપરીતપણે માને છે.

તેથી **અર્થ** પદની સાથે **તત્ત્વ** પદની ખાસ જરૂર છે.

વળી જેઓ જીવાદિ પદાર્થોને એકાંત નિત્ય અથવા એકાંત અનિત્યપણે માનવાવાળા છે, તેઓને પદાર્થ કે જે અર્થની ક્રિયા-વાળો હોવો જ જોઈએ, તે અર્થક્રિયાશૂન્ય થશે. અને પદાર્થ એવું નામ છતાં પણ જો તેમાં અર્થક્રિયાશૂન્યપણું આવે તો પણ અનર્થ=અપદાર્થ થશે.

જે વસ્તુ **શાસ્ત્રવાર્તાસમુચ્ચયાદિમાં** સવિસ્તરપણે પ્રતિપાદન કરવામાં આવેલ છે, પદાર્થો તો તેઓને પણ માનવા છે, આ મંતવ્યના નિરાશ માટે **તત્ત્વ** અને **અર્થ** બંનેનું કથન કરવામાં આવેલ છે.

પદાર્થોમાં એકાંત નિત્યપણાનું કિંવા એકાંત અનિત્યપણાનું મંતવ્ય ન આવી જાય, તેમ જ અભાવાદિને પદાર્થ તરીકે ન ગણી લેવાય, તે માટે **તત્ત્વ** અને **અર્થ** એ બંને પદોની જરૂર છે.

તાત્પર્ય એ થયું કે-**નિત્યાનિત્યાદિ રૂપ અવિપરીત અર્થવાળા જીવાજીવાદિ પદાર્થોનું જે શ્રદ્ધાન તેનું નામ સમ્યગ્દર્શન છે.**

**શંકા**:-જો એમ હોય અર્થાત્ કપિલાદિએ વિપરીતપણે માનેલા જીવાદિ પદાર્થો ન આવી જાય, તે માટે **તત્ત્વ** પદની જરૂર જ હોય, તો પછી એકલા **તત્ત્વ** પદને જ રાખો! કારણ કે **જે તત્ત્વ હશે તે અર્થ રૂપે હોવાનું જ.**

પદાર્થો તત્ત્વરૂપે અને અતત્ત્વરૂપે એમ બે રીતે સંભવી શકે, પરંતુ જે તત્ત્વ હશે તેતો પદાર્થ જ હોવાનો છે. અર્થાત્ **સાંખ્યાદિએ** કલ્પેલા પદાર્થો **તત્ત્વમાં** વ્યભિચાર પામે છે, એટલે કે **અતત્ત્વ રૂપે** હોય છે. પરંતુ **તત્ત્વ જે છે તેનો પદાર્થમાં વ્યભિચાર થતો નથી,** જે જે તત્ત્વો હોય છે તે તે પદાર્થ રૂપે હોવાના જ છે.

**यतः तद्भावस्तत्त्वम् अर्थयोगात्** તેનો જે ભાવ યથાર્થપણું તે જ તત્ત્વ છે, તે પદાર્થનો યોગ હોય તો જ સંભવે છે, માટે તત્ત્વનું ગ્રહણ ભલે રહ્યું, પરંતુ નિષ્પ્રયોજન અર્થનું ગ્રહણ શા માટે કરો છો ?

**સમાધાન** :–જો કે વસ્તુએ સ્થિતિ ઉપરનું કથન વ્યાજબી છે, પરંતુ શૂન્યતાદિ અનર્થ રૂપ **ब्रह्म सत्यं जगत् मिथ्या** ઈત્યાદિ વાકયોની માફક કલ્પિત તત્ત્વ પણ બૌદ્ધ વિગેરે કેટલાક દાર્શનિકો તરફથી માનવામાં આવે છે, તેનો નિરાસ કરવા માટે **અર્થ** પદની પણ જરૂરિયાત છે.

વળી ઉભય પદમાં દોષ આવતો હોય તો જ વિશેષણ–વિશેષ્ય ભાવ હોવો જોઈએ, અન્યથા ન હોય એવું પણ કાંઈ નથી., એક પદમાં દોષ આવતો હોય તો પણ વિશેષણ–વિશેષ્ય ભાવ આપવામાં આવે છે.

જેમ કે **अप् द्रव्यम् पृथ्वी द्रव्यम् इति** આ વાકયોમાં પાણી તે દ્રવ્ય જ છે, પરંતુ જેટલા દ્રવ્યો તેટલા બધા પાણી જ નથી હોતા, તે પ્રમાણે પૃથ્વી એ દ્રવ્ય છે, પરંતુ જેટલા દ્રવ્યો તે બધા પૃથ્વી નથી. દ્રવ્ય તો પાણી હોય પૃથ્વી હોય અને પાણી તથા પૃથ્વી સિવાય બીજું પણ દ્રવ્ય હોઈ શકે.

આ પ્રમાણે અહીં પણ તત્ત્વભૂત હોય તે પદાર્થો જ હોય, પરંતુ પદાર્થો તો તત્ત્વાતત્ત્વ ભૂત બંને પ્રકારના હોય; એટલે એક પદ વ્યભિચારવાળા વિશેષણ–વિશેષ્ય ભાવની અપેક્ષાએ **તત્ત્વ**

**ભૂત પદાર્થોનું શ્રદ્ધાન તે સમ્યગ્ દર્શન** એમ માનવામાં કશું બાધકપણું નથી.

અથવા તો આટલી બધી સુવિસ્તર ચર્ચા વડે શું ! નિઃશંક પણે ગ્રહણ થાય તેવો તત્ત્વાર્થ પદનો બીજો જ વિગ્રહ કહેવામાં આવે છે. :-

**तत्त्वेन अर्थानां श्रद्धान = તત્ત્વ વડે અર્થોનું શ્રદ્ધાન** તે તત્ત્વાર્થ શ્રદ્ધાન.

આ કથન પણ અર્થની અપેક્ષાવાળું છે, ત્રણ પદનો તૃતીયા તત્પુરુષ સમાસ ઘટી શકતો જ નથી, અહીં આ પ્રમાણે સમાસ કરવો.

**अर्थानां श्रद्धानं** પદાર્થોનું શ્રદ્ધાન તે **अर्थश्रद्धानं तत्त्वेन अर्थश्रद्धानं=तत्त्वार्थश्रद्धानं ભાષ્યકાર** મહારાજાએ ભાષ્યમાં જે ‘वा’ પદ આપેલું છે, તે અન્ય પક્ષ જણાવવા માટે આપેલું છે,

એટલે કે **तत्त्वानां अर्थानां श्रद्धानं** એ પ્રમાણે **તત્ત્વ** અને **અર્થ** પદનો કર્મધારય સમાસ કરી **તત્ત્વાર્થનો શ્રદ્ધાન** પદની સાથે ષષ્ઠી તત્પુરુષ સમાસ કરો. અથવા હમણાં જ ઉપર જણાવ્યા મુજબ **अर्थानां श्रद्धानं** એ પ્રમાણે પ્રથમ ષષ્ઠી તત્પુરુષ સમાસ કરી, પછી **तत्त्वेन अर्थश्रद्धानम्** એ પ્રમાણે તૃતીયા તત્પુરુષ સમાસ કરવો.

અર્થાત્ **તત્ત્વ વડે જ્યાં અર્થોનું પદાર્થોનું શ્રદ્ધાન હોય ત્યાં સમ્યગ્ દર્શન છે.** એ લક્ષ્ય જણાવ્યું.

હવે આ જ વસ્તુનો **ભાષ્યકાર** સ્વયં ભાવાર્થ જણાવે છે, ‘**तत्त्वेन अर्थश्रद्धान**’ એમાં જે **तत्त्वेन** પદ છે. તેનો અર્થ જે પ્રમાણે જે વસ્તુ રહેલી હોય તે પ્રમાણે તે વસ્તુનું શ્રદ્ધાન, પરંતુ વિપરીતપણે નહિં અને તે પણ માતા-પિતા વિગેરેની દાક્ષિણ્યતાથી નહિં, એટલે નાનું બાળક માતાની સાથે દેરાસર દર્શન

કરવા જાય, ત્યારે માતા નમસ્કાર કરે, એટલે બાળક પણ નમસ્કાર કરે, તે પ્રમાણે ઓઘથી નહિં, પરંતુ **પોતાની સમજ પૂર્વક જીવાજીવાદિ પદાર્થોનું શ્રદ્ધાન તેનું** નામ **સમ્યગ્ દર્શન છે.**

ઉપર જણાવ્યા પ્રમાણે જીવાજીવાદિ પદાર્થોનું શ્રદ્ધાન તે પણ સંદિગ્ધ નહીં, પણ **નિશ્ચિત** એટલે કે સર્વજ્ઞ ભગવંતોએ કેવળ-જ્ઞાનવડે જીવાજીવાદિ પદાર્થો જે પ્રમાણે જોયા છે, તે તે પ્રમાણે જ છે એમ **ચોક્કસ શ્રદ્ધાન હોય** તેનું જ નામ **સમ્યગ્દર્શન** છે. **तत्त्वेन** એ પદનો અર્થ યથાવસ્થિત વસ્તુ વિષયપણે એ પ્રમાણે કરવો, અથવા ભાવથી અર્થાત્ ઉપર જણાવ્યા પ્રમાણે '**સ્વ પ્રતિપત્તિથી**' શ્રદ્ધાન એ પ્રમાણે કરવો.

આ પ્રમાણે **तत्त्वानां अर्थानां श्रद्धान** અને **तत्त्वेन अर्थानां श्रद्धानं** એ બંને પ્રકારના સમાસની કલ્પના જણાવીને હવે સૂત્ર સંબંધી અવયવાર્થ જણાવે છે.

આ વિપરીત ભાવ વ્યવસ્થિત એટલે કે સર્વજ્ઞની દૃષ્ટિએ જે પ્રમાણે જે પદાર્થોના ભાવ જોવાયા છે, તે પ્રમાણે જે હોય તે જ જીવાજીવાદિ પદાર્થો છે. સામાન્યતઃ સર્વ દર્શનકારો જીવાજીવાદિ પદાર્થો તો માને જ, પરંતુ તે પદાર્થોના લક્ષણોમાં વ્યભિચાર હોય છે, પદાર્થના શ્રદ્ધાનરૂપ સમ્યગ્દર્શનને અંગે જે જીવાજીવાદિ પદાર્થો માનવાના છે તેમાં જીવ તે જ કહેવાય કે જેનું ઉપયોગ એ લક્ષણ છે, જેની સવિસ્તર વ્યાખ્યા **उपयोग-लक्षणो जीवः** એ સૂત્રથી આરંભીને કરવામાં આવશે.

ભાષ્યની પંક્તિમાં **त एव चार्थाः** એ વાકયમાં **तत्त्वानि** ના સ્થાને સર્વનામસંજ્ઞક **ते** પદ વાપર્યું છે, તો તે તત્ત્વ શબ્દ નપુસંક હોવાથી તે ન થતાં **तानि** થવું જોઈએ, છતાં **ते** એમ પુલ્લિંગ નિર્દેશ ભાષ્યકારે જે કર્યો છે, તે **अर्था** એ પુલ્લિંગ છે અને **तद्** પદને તેનું વિશેષણ કરવું છે, તે કારણથી તે એ પ્રમાણે જ પુલ્લિંગ નિર્દેશ કરવામાં આવ્યો છે.

જીવાજીવાદિ પદાર્થોનું શ્રદ્ધાન તેનું નામ સમ્યગ્ દર્શન કહેવું છે, તેમાં **શ્રદ્ધાનપદનો** અર્થ ભાષ્યકાર પોતે જ કરે છે. **શ્રદ્ધાનમ્ પ્રત્યયાવકારણમ્** અર્થાત્ **પ્રત્યયેન** એટલે **તદાવરણીયકર્મક્ષયોપશમાદિના નિમિત્તેન આલોચનાજ્ઞાનેન વા** તદાવરણીય (દર્શન મોહ અથવા મતિજ્ઞાનના અપાયાંશની અપેક્ષાએ મતિજ્ઞાનાવરણીય) ના ક્ષયોપશમાદિ વડે કિંવા વિચારણા જ્ઞાન વડે શ્રુત વિગેરે સંબંધી વિચારણા કરી '**આ વસ્તુ આ પ્રમાણે જ છે,' ઈત્યાકારક રૂચિરૂપ આત્માની વૃત્તિ તેનું નામ પ્રત્યયાવધારણ કહેવાય.**

**શંકા** :–ભાષ્યમાં 'તત્વેન વાડર્થાનાં' એમાં અર્થ પદની ષષ્ઠી વિભક્તિ કરેલી છે, તો આગળ **ભાષ્યકાર મહારાજ** એ અર્થ પદની જગ્યાએ જ વપરાયેલ તેષુ પદમાં ષષ્ઠી વિભક્તિનો પ્રયોગ ન કરતાં સપ્તમી વિભક્તિનો પ્રયોગ શા માટે કરે છે?

**સમાધાન** :–કેટલાક અર્થોમાં ષષ્ઠી અને સપ્તમી બંને વિભક્તિ વપરાય છે, તે જણાવવા માટે પ્રથમ **અર્થ** પદની ષષ્ઠી વિભક્તિ જણાવવા છતાં તેષુ માં સપ્તમી વિભક્તિ જણાવવામાં આવેલ છે. જેમ કે **गिरेः स्तरवः गिरौ तरवः इति** પર્વતના ઝાડો અથવા પર્વતમાં ઝાડો, જે જેના અવયવો હોય તે તેમાં હોઈ શકે છે, એ પ્રમાણે અહીં પણ જે જીવાદિ પદાર્થોનું શ્રદ્ધાન છે, તે શ્રદ્ધાન જીવાદિક વિષય હોઈ શકે જ છે, અને તે અપેક્ષાએ વિષય સપ્તમી સુખેથી થઈ શકે છે,

આ પ્રમાણે **તત્ત્વાર્થશ્રદ્ધાન**' એ પદનું વિવરણ કરીને સમ્યગ્ દર્શન પદનું પ્રથમ વિવરણ કરેલું હોવાથી આ સમ્યગ્દર્શન કોઈ પણ આત્મામાં (પોતાના આત્મામાં પણ) ઉત્પન્ન થયું હોય અને તે બીજી વ્યક્તિ જાણી શકે તેવા પ્રકારનું લિંગ ભાવાર્થથી કહેવામાં આવે છે.

કોઈ પણ વાક્યનો વાક્યાર્થ, મહા વાક્યાર્થ અને ભાવાર્થ (ઐદંપર્ય) એમ ત્રણ પ્રકારે અર્થ હોય છે.

તાત્પર્ય એ છે કે-લક્ષણ બે પ્રકારનું હોય છે, એક **સ્વરૂપ લક્ષણ** અને બીજું **ઓળખવા માટેનું લક્ષણ**, અગ્નિમાં દાહકતા એ સ્વરૂપ લક્ષણ છે. અને ધૂમ એ ઓળખવા પુરતું લક્ષણ છે, ઉપર મુજબ શ્રદ્ધાન એટલે પ્રતીતિ પૂર્વક અવધારણ છે, તે સ્વરૂપ લક્ષણ છે, અને આગળ જેનું સ્વરૂપ કહેવામાં આવે છે. તે **પ્રશમાદિ** સમ્યક્ત્વને ઓળખવાના લિંગો છે, તે કારણથી પ્રશમ સંવેગાદિ લિંગો કહેવામાં આવે છે.

તેમાં **પ્રશમ એટલે ક્રોધના ક્ષયોપશમ વિગેરેથી દોષનું નિમિત્ત હોય અથવા ન હોય તો પણ ક્ષમાનો પરિણામ.**

**સંવેગ એટલે નરકાદિ ગતિમાં પરિભ્રમણની વિચારણાને અંગે ઉત્પન્ન થયેલો ભય.**

**નિર્વેદ એટલે દેવાદિક સુખોમાં પણ દુઃખ બુદ્ધિ માની માત્ર મોક્ષની જ અભિલાષા કરે.** (સંવેગ અને નિર્વેદના લક્ષણોનો વિપર્યાસ પણ યોગશાસ્ત્રમાં કહ્યો છે, જે નિર્વેદનું લક્ષણ તે સંવેગનું મનાય છે અને સંવેદનું લક્ષણ નિર્વેદનું માનવામાં આવ્યું છે.

**અનુકમ્પા એટલે દુઃખી જીવો ઉપર કરૂણાબુદ્ધિ.**

**આસ્તિક્ય એટલે જીવ છે, જીવ નિત્ય છે, કર્મનો કર્તા છે, ભોક્તા, મોક્ષ છે અને મોક્ષના ઉપાયો છે આટલું શ્રદ્ધાન હોય તે આસ્તિક્ય.**

અહીં લૌકિક વ્યવહારમાં **अस्ति परलोकादि-मतिरस्येति आस्तिकः तद्भावः आस्तिक्यम्** એ પ્રમાણે અર્થ કરવાનો નથી, કારણ કે અભવ્યો પણ પારલૌકિક દેવભવાદિના પૌદ્‌ગલિક સુખની ઇચ્છાથી દ્રવ્ય ચારિત્રનું આરાધન કરનારા હોય છે. અને પરભવને માનનારા હોય છે તો તેમને પણ આસ્તિક કહેવા પડશે. માટે લૌકિક આસ્તિકય અહીં માનવાનું નથી.

તેમજ જીવાજીવાદિ પદાર્થોનું સામાન્યતઃ શ્રદ્ધાનરૂપ આસ્તિક્ય પણ અહીં લેવાનું નથી, પરંતુ ઉપર જણાવ્યા પ્રમાણે જીવ છે,

જીવ નિત્ય છે, કર્મનો કર્તા છે, ભોક્તા છે, મોક્ષ છે અને તેના ઉપાયો છે. આ જાતની શ્રદ્ધારૂપ આસ્તિકય લેવાનું છે.

આ પ્રશમ, સંવેગ, નિર્વેદાદિ લક્ષણોનું પ્રગટપણું તે જ તેનું ચિન્હરૂપ લક્ષણ છે તે તત્વાર્થ શ્રદ્ધાનાત્મક સમ્યગ્ દર્શન છે.

**આવા પ્રકારના લિંગો યુક્ત જે તત્ત્વાર્થ શ્રદ્ધાન તેનું નામ સમ્યગ્દર્શન** હોઈ શકે, પરંતુ મુખેથી કહેવા પુરતું જ અહીં **તત્વાર્થ શ્રદ્ધાન** લેવાનું નથી.

અહીંથી **હરિભદ્રસૂરિ** પોતાનો સ્વતંત્ર અભિપ્રાય પ્રગટ કરે છે. પ્રશમાદિ સર્વલિંગોથી યુક્ત જો તત્વાર્થ **શ્રદ્ધાન** હોય તો તે નૈશ્ચયિક સમ્યકત્વ છે. **जमोमंति पासहा तं सम्मंति पासहा** '**જે મુનિપણું છે તે જ સમ્યગ્ દર્શન છે.**' ઇત્યાદિ વચન વિષયવાળું અર્થાત્ **કારક** અને **રોચક–દીપક** ત્રણ સમ્યક્ત્વમાં જે અપ્રમત્ત ભાવનું કારક સમ્યક્ત્વ છે, તે જ વસ્તુતાએ **નૈશ્ચયિક સમ્યક્ત્વ** છે. અને આસ્તિકય, અનુકંપાદિ પાંચ લિંગોમાંથી કોઈપણ એક લિંગ હોય તો તે **વ્યવહારિક સમ્યક્ત્વ** એટલે તે ચોથા–પાંચમા છઠ્ઠા ગુણસ્થાનક યોગ્ય સમ્યક્ત્વ છે

**ભાષ્યકાર** મહર્ષિએ પ્રશમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા અને આસ્તિક્યતા એ ક્રમ રાખ્યો છે છતાં ટીકાકાર **શ્રી હરિભદ્રસૂરિજી** મહારાજ **आस्तिक्यना अन्यतरलिंगयुक्त** એમ કહીને પ્રથમ જે **આસ્તિકય** રાખ્યું છે, તેનું કારણ એ છે કે **આસ્તિકયાદિલિંગો પ્રાયઃ પશ્ચાનુપૂર્વી વડે જ ઉત્પન્ન થાય છે.**

અર્થાત્ સર્વથી પ્રથમ આસ્તિક્ય હોય તો જ અનુકંપા હોઈ શકે, આસ્તિક્ય અને અનુકંપા હોય, તો જ નિર્વેદ હોઈ શકે. આસ્તિકય, અનુકંપા અને નિર્વેદ હોય તો જ સંવેગ, ઘટી શકે.

આ વસ્તુ વિચાર કરતાં પણ ખ્યાલમાં આવે તેવી છે કારણ કે જ્યાં સુધી જીવ 'છે, નિત્ય છે, કર્મનો કર્તા–ભોક્તા છે, મોક્ષ છે, તેના ઉપાયો છે. આ છ વસ્તુના અસ્તિત્વ સંબંધી શ્રદ્ધાન ન થાય

ત્યાં સુધી અનુકંપા કિંવા શમ, સંવેગાદિ કોઈપણ રીતે ઘટી શકવાના નથી અને કોઈ વ્યક્તિમાં તેવા પ્રકારના શમ-સંવેગ જેવા ચિન્હો જણાતા હોય પરંતુ તે જો આસ્તિકય વિનાનો હોય તો તે વસ્તુતઃ શમ, સંવેગાદિ રૂપ જ નથી.

આ ઉપરથી એમ પણ સિદ્ધ થાય છે કે શમ, સંવેગ, નિર્વેદ અને અનુકંપા એ ચારમાંથી ભલે કોઈ પણ એકાદ ચિન્હ હોય પરંતુ જો આસ્તિકય સાથે હોય તો જ તે સમ્યગ્દર્શનનું કારણ બને છે. આસ્તિકય વિના સમ્યગ્દર્શન કોઈ રીતે ઘટી શકતું નથી.

આ વસ્તુને વધુ સ્પષ્ટ કરવા **ટીકાકાર** મહારાજ સ્પષ્ટ જણાવે છે કે **न परमार्थतः** ઈત્યાદિ

જેઓને જિનવચન ઉપર પ્રતીતિપૂર્વક અવધારણ નથી. અર્થાત્ શ્રદ્ધાન નથી તેઓને પરમાર્થથી અનુકંપા વિગેરે ઘટી શકતા જ નથી.

અહીં કદાચ એમ થશે કે પ્રથમ, સંવેગાદિ ઉત્પત્તિ ક્રમની અપેક્ષાએ આસ્તિકયનો જો પ્રથમ નંબર છે તો **ભાષ્યકાર મહર્ષિએ** આસ્તિકયને પ્રથમ ન મુકતાં પ્રશમને કેમ પ્રથમ મુકયુ ? તો એ બાબતમાં સમાધાન થવું જોઈએ કે-ઉત્પત્તિ ક્રમની અપેક્ષાએ યદ્યપિ આસ્તિકય લિંગ સર્વથી પ્રથમ ઉત્પન્ન થાય છે, તે હોય તો જ અનુકંપાદિ આવી શકે છે, પરંતુ પાંચલિંગોમાં સર્વથી ઉત્તમ લિંગ જો કોઈપણ હોય તો તે પ્રશમ છે એ જણાવવા માટે **ભાષ્યકારે** પ્રશમને પ્રથમ નંબર આપ્યો છે. **ટીકાકારે** પણ એ જ બાબત **'प्रशमादिक्रमोपन्यासस्तु यथा प्राधान्यमिति'** એ પંક્તિથી સ્પષ્ટ કરેલ છે.

**શંકા**:-તમો **તત્વાર્થ શ્રદ્ધાન સ્વરૂપ** સમ્યગ્ દર્શન કહો છો, અર્થાત્ જીવાજીવાદિ પદાર્થોનું શ્રુતાદિના આલોચન પૂર્વક અવધારણ હોય ત્યાં જ સમ્યગ્ દર્શન હોય. એવું ઉપર કહેવામાં આવેલ છે, જો એ વસ્તુ એ પ્રમાણે જ હોય તો જિનવચનના

અજાણ જેને **करेमि भंते** ન આવડવાથી ગુરુ મહારાજાએ **मा रुष** અને **मा तुष** એવા બે પદો જ આપેલા છે, તે બે પદો પણ જેને આવડતા નથી. અને તે બે પદને સ્થાને **માષ તુષ** એમ બોલવાથી જેનું નામ પણ **માષતુષ** મુનિ તરીકે શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે, તેવા **માસતુષ** મુનિ સરખાને તો જીવાજીવાદિ પદાર્થોનું અજ્ઞાનપણું હોવાથી પ્રત્યાયાવધારણ રૂપ **તત્વાર્થ શ્રદ્ધાન** હોય જ નહિં, અને તે ન હોય, તો અત્યાર સુધીના કથન પ્રમાણે **સમ્યગ્ દર્શન પણ** તેમને ન હોઈ શકે. જ્યારે સિદ્ધાંતકારોએ **માષતુષ** મુનિને સમ્યક્ત્વ તો માન્યું છે, પરંતુ સાધુપણું–ચારિત્ર પણ માનેલું છે. તો તે કેમ બને?

**સમાધાન** :–જ્ઞાનાવરણીય કર્મના ઉદયથી તેવાઓને અજ્ઞાન હોય છે, પરંતુ સમ્યગ્દર્શનથી વિપરીત રૂચિમાં કારણભૂત જે મિથ્યાત્વ મોહનીય તેના ક્ષયોપશમથી તે આત્માને મિથ્યાત્વ મોહનીયના ઉદયનો અભાવ છે. અને આ પ્રમાણે મિથ્યાત્વ મોહના ઉદયનો અભાવ હોવાથી. તેવા આત્મામાં જે યત્કિંચિત્ પણ જાણપણું છે, તેમાં સાચી જ શ્રદ્ધા છે. જેટલું જાણપણું છે, તેટલામાં યથાર્થ સાચી શ્રદ્ધા હોવાથી જ જે વસ્તુનું જાણપણું નથી. તેમાં પણ **અનાબાધ**=યથાપ્રવૃત્તિ હોવાથી, તેની અપ્રતિહત શક્તિ છે. અર્થાત્ નહિં જાણેલા પદાર્થોમાં પણ તેની પ્રવૃત્તિ તો યથાર્થ જ હોય છે.

આ કારણથી જ પંડિત પુરૂષો **જે માર્ગની દેશનાને અનુસરવાવાળા હોય અને અસદ્ગ્રહ રહિત હોય તેને જ સમ્યગ્દૃષ્ટિ કહે છે.**

**તત્ત્વાર્થનું પ્રત્યયાવધારણ રૂપ શ્રદ્ધાન** હો કે નહીં. પરંતુ**માર્ગદેશનાનુસારીપણું** તેમ જ **અસદ્ગ્રહ–રહિતપણું** આ બે બાબત હોય, તો તે આત્મા અવશ્ય સમ્યક્દર્શનવાળો કહેવાય છે.

આ કથનથી **માસતુષ મુનિ** તેમજ તેમના સરખા બીજા મહાત્માઓને કદાચ જીવાજીવાદિ પદાર્થોનું આલોચન પૂર્વક **તત્વાર્થ શ્રદ્ધાન** ન હોય, તો પણ સમ્યગ્ દર્શન હોવામાં કશો વિરોધ નથી. અર્થાત્ સમ્યક્દર્શન જરૂર છે, અને સાધુપણું પણ છે.

**પ્રશ્ન** :–જ્યારે માર્ગદેશનાનુસારીપણું, તેમ જ અસદ્ગ્રહ રહિતપણું એ સમ્યગ્ લક્ષણો છે. તો પછી અત્યાર સુધી '**तत्वार्थ-श्रद्धानं सम्यग् दर्शनं**' '**तत्त्वेन अर्थानां प्रत्ययावधारणं**' આ બધું સૂત્રકાર–ભાષ્યકારને કહેવાની શી જરૂર પડી!

**ઉત્તર** :–જ્ઞ (જાણુવાળા) પુરૂષોની અપેક્ષાએ જ '**तत्त्वार्थ-श्रद्धानं सम्यग्दर्शनं**' એ સૂત્રની રચના હોય. તેમ સંભવ છે, એટલે કે જેઓ જીવાજીવાદિ પદાર્થોને જાણુતા હોય, તેવાઓને તો શ્રુતાદિ આલોચના પૂર્વક અવધારણ હોય, તો જ સમ્યગ્દર્શન છે. અન્યથા નથી. અને જેઓને જીવાજીવાદિ પદાર્થોનું જ્ઞાન નથી. તેવાઓ માટે ભલે શ્રુતાદિ આલોચના પૂર્વક શ્રદ્ધા ન હોય, પરંતુ માર્ગદેશનાનુસારિપણું તેમ જ અસદ્ગ્રહરહિતપણું આ બે હોય, એટલે અવશ્ય સમ્યકત્વ હોય છે.

આ રીતે જ્ઞ–અને અજ્ઞ માટે જુદા જુદા લક્ષણો માનવા ઉચિત લાગે છે.

અજ્ઞ માટેનું લક્ષણ જ્ઞ–અજ્ઞ બંનેમાં વ્યાપક થઈ શકે તેવું છે. પરંતુ જ્ઞ માટેનું તત્વાર્થ શ્રદ્ધાન રૂપ લક્ષણ તો જ્ઞ વ્યક્તિઓમાં જ ઘટી શકે છે, બીજા માટે ઘટી શકે તેવું જણાતું નથી.

**પ્રશ્ન** :–કોઈ વખતે કોઈ તથાપ્રકારના આત્મામાં દેશનાનુ–સારિત્વ તથા અસદ્ગ્રહરહિતત્વ એ બંને જોવામાં આવતા હોય. પરંતુ ગુરૂની પરતંત્રતાને અંગે અસદ્ગ્રહ ભાવનું શ્રદ્ધાન થતું હોય, એટલે કે કોઈ બાબતમાં, ગુરૂ આગ્રહી બની ગયા છે, અને યથાર્થ વસ્તુને અન્યથા પ્રરૂપે છે, ગુરૂના ઉપર શિષ્યને સંપૂર્ણ વિશ્વાસ હોવાથી, ગુરૂ જે પ્રમાણે કહે છે. તે પ્રમાણે

શિષ્ય માનતો હોવાથી, ભલે ગુરૂને અસદ્ગ્રહ નથી. છતાં ગુરૂના વિશ્વાસે અસદ્ભાવનું શ્રદ્ધાન થાય છે, તેવા પ્રસંગે તેવા આત્માઓને અંગે સમ્યક્ત્વ માટે શું સમજવું !

**ઉત્તર** :–આ બાબત **ઉત્તરાધ્યયન ચતુરંગી** અધ્યયનની **પાછળ** ટીકામાં તથા **કમ્મપયડી ઉપશમના** કરણમાં ચર્ચવામાં આવી છે, પરંતુ બારીકાઈથી વિચારણા **પાછળ** ટીકાકાર માર્ગદેશનાનુસારિપણું, અસદ્ગ્રહરહિતપણું, એ બંને હોવા છતાં ગુરૂ–નિયોગથી પણ અસદ્ભાવના શ્રદ્ધાનથી, સમ્યક્ત્વ ચાલ્યું જવાનું જણાવે છે.

જ્યારે **કર્મપ્રકૃતિ ટીકાકાર** ગુરૂ નિયોગે અસદ્ ભાવના શ્રદ્ધાનમાં સમ્યગ્ દર્શન ચાલ્યું જતું નથી, તેમ કહે છે.

તે બંને સ્થળો બારીકાઈથી વિચારવામાં આવે, તો બંને બાબતો સ્પષ્ટ થાય તેમ છે.

તત્ત્વ દૃષ્ટિએ વિચારતાં આ પ્રમાણે લાગે છે–કે જે બાબત શાસ્ત્ર–સિદ્ધાંતમાં, પ્રતિપાદિત ન હોય, દાખલા તરીકે–માંડલીના સાત આંબેલ, કોઈ પરંપરા આંબેલ કરવાનું જણાવે છે, કોઈ એકાસણવાળી પરંપરા છે, આવી અથવા તો એક સમયમાં બે ઉપયોગની બાબત કે જેને અંગે શાસ્ત્રમાં સ્પષ્ટ અક્ષરો ન હોય.

**જિનભદ્રગણીજીની પરંપરાવાળા** તેમના મત પ્રમાણે માને, **મલ્લવાદીજીના** મતવાળા તે પ્રમાણે માને અને **સિદ્ધસેનજીના** મતવાળા તે પ્રમાણે માને, તો તેમાં સમ્યક્ત્વનો બાધ નથી.

પરંતુ જે બાબતને અંગે શાસ્ત્ર પ્રતિપાદિત અક્ષરો મળી આવતા હોય, છતાં ગુરુ નિયોગથી અસદ્ભાવનું શ્રદ્ધાન હોય, તો ત્યાં મિથ્યાત્વ લાગે જ છે.

આ પ્રમાણે માનવું ઉચિત લાગે છે. **तत्त्वं केवलिनो विदंति**

# આગમજ્યોત

વીર નિ. સં. ૨૫૦૧
આગમોદ્ધારકશ્રી સ્વર્ગવાસ સં. ૨૫
વર્ષ-૧૦

વિક્રમ સં. ૨૦૩૧
વૈશાખ
પુસ્તક ૩

जिणबिंबं जिणसारिसं

## જૈનપ્રતિમા-ચૈત્યની મહત્તા

હરેક આર્ય કે અનાર્યવર્ગ પોતપોતાના દેવોને અંગે **દેવગૃહ** એટલે **દેરૂં** કે **દેરાસર** કે **મંદિર** વગેરે શબ્દોથી માનનારો હોય છે.

સામાન્યરીતે કોઈપણ આસ્તિકવર્ગ પોતાના મતને પ્રવર્ત્તાવનાર કે પ્રકાશનારને સર્વોત્તમ વ્યક્તિ તરીકે દેવને માનનાર શિવાય હોતો નથી. અને એ પણ સર્વ-આસ્તિકવર્ગની માન્યતા એક સરખી છે કે-સર્વકાળ એટલે ધર્મ પ્રવૃત્તિ જેટલો વખત થાય તેટલો બધો વખત દેવની હયાતી આ જગત્ ઉપર હોતી નથી અને હોય પણ નહિ.

વળી જેવી રીતે કાલાન્તરની અપેક્ષાએ દેવની સર્વકાળ હયાતી હોવી સંભવિત નથી-તેવીજ રીતે દેવની હયાતીની વખતે પણ સર્વક્ષેત્રમાં દેવની હયાતીનો સંભવ પણ હોતો નથી, કદાચ કોઇ દેવ તરીકે ગણાયેલું કે મનાયેલું સ્વરૂપ વૈક્રિય કે તેવી ચમત્કારિક શક્તિ-દ્વારા અનેક સ્થાને પોતાના સ્વરૂપમાં પોતાનાં દર્શન દઈ શકે એમ

માનીએ, તો પણ તેવી ચમત્કારિક શક્તિનો હરેક વખતે અને હરેક ક્ષેત્ર માટે ઉપયોગ હોય નહિ અને હોવો સંભવિત પણ નથી.

તેથી દેવતત્ત્વને માનનારા દરેક આસ્તિક વર્ગને તો શું ? પરંતુ આર્ય અને મ્લેચ્છ તરીકે ગણાતા જનસમૂહને પણ દેવગૃહ એટલે દેવસ્થાન માનવાની જરૂર પડેલી છે, અને તે પ્રમાણે સર્વજનોએ માનેલ પણ છે.

જો કે દેવગૃહો અને દેવસ્થાનો સ્થાપવામાં આવ્યા પછી તેમાં કેટલાકોએ માત્ર દેવની આરાધના કે દેવની પૂજાની મુખ્યતા ન રાખતાં માત્ર પ્રાર્થનાની અને દેવની મહેરબાનીની ચાહવાની મુખ્યતા રાખેલી હોય છે, અને તેથી તેવો વર્ગ પોતાના ધ્યેયની મુખ્યતા ન રાખતાં દેવની મૂર્ત્તિના અપલાપને માટે એટલે સુધી બકવાદ કરવાને તૈયાર થાય છે કે—

દેવ તો ચેતનામય છે અને મૂર્ત્તિ જડતામય છે, દેવ તો સર્વ-શક્તિમય છે અને મૂર્ત્તિ શક્તિ રહિત છે, દેવ જ્યારે સ્વ–પ્રતિષ્ઠિત છે. ત્યારે મૂર્ત્તિ પર–પ્રતિષ્ઠિત છે, માટે મૂર્ત્તિને દેવ તરીકે માની શકાય નહિ.

પરન્તુ એવા કુતર્કો કરનારા કે કુવિકલ્પો જાહેર કરનારા તેમજ અવિચારી બોલનારા મનુષ્યોને એ વિચાર નથી આવતો કે–જેઓને તમે ઈશ્વરના દૂત તરીકે કે ઈશ્વરના પુત્ર તરીકે કે ઈશ્વરના અવતાર તરીકે માનો છો–તેઓ મૂર્ત્તિમંત શરીરવાળા હતા કે કેમ ?

જો તેઓ શરીરવાળા હોઈને મૂર્ત્તિમંત હતા, તો તેનું પ્રતિબિંબ હોય કે નહિં ? ચેતનાવાળા હતા કે નહિં ? તેઓ માબાપથી જન્મેલા હતા કે માબાપ વગરજ જન્મેલા હતા ? જ્યારે તેઓ ચેતનાવંત હતા, મૂર્ત્તિમંત હતા, માબાપથી જન્મેલા હતા, તો પછી તેઓને માનવા એ જો વ્યાજબી હોય તો પછી તેમની મૂર્ત્તિની માન્યતા કેમ વ્યાજબી ન હોય ?

વળી જો તેઓ ઇશ્વરના પ્રતિનિધિ છે, તો તેમના ઉપદેશો-આચરણોમાં વિસંવાદ કેમ ?

માટે 'ચેતનાવંત પ્રભુની જડમૂર્ત્તિ ન હોઈ શકે' આ જાતના કુતર્કનું મહત્ત્વ નથી.

-વળી કેટલાક આપણા જ ભાઇઓ શાસ્ત્ર-સિદ્ધાંતના નામે સ્થાપના નિક્ષેપની પૂજ્યતા-આરાધ્યતામાં વાંધો ઉઠાવે છે, પૂજામાં હિંસાની ભડક બેસાડે છે,

હકીકતમાં તે લોકોનું આગમીય પરિભાષાનું સદંતર અજ્ઞાન છે.

વળી તેઓ જે અર્ધસત્ય કે ભ્રામક તેમજ એક પક્ષીય દલીલોની રજૂઆત જે વર્ગ આગળ કરે છે તે વર્ગ સંપૂર્ણ અજ્ઞાનથી ભરેલો હોવાને લીધે ભગવાન્ જિનેશ્વર-મહારાજના જન્મ કલ્યાણકની વખતે મેરૂ ઉપર થતો અભિષેક, ભગવાન્ જિનેશ્વર-મહારાજના કેવળજ્ઞાનની વખત થતી સમવસરણની રચના અને તેજ સમવસરણમાં પૂર્વબાજુ બીરાજેલા ભગવાનના સરખી બાકીની ત્રણ દિશામાં બીરાજમાન થતી મૂર્ત્તિઓ અને યાવત્ ભગવાનના નિર્વાણ પછી પણ તેમનો થયેલો નિર્વાણ-કલ્યાણકનો ઓચ્છવ એ વિગેરે વસ્તુઓ તે અજ્ઞાની લોકો જાણતા પણ ન હોય,- જાણે પણ નહિં. અને તેથી તે મૂર્ત્તિને ઉડાવનાર કુતર્કવાદી જૈનાભાસ વેષધારીયોને સાચી વાત કહી શકે નહિં.

તે કુતર્કવાદીઓ પોતાના દીક્ષા-મહોત્સવ વિગેરે અને મરણ-મહોત્સવ તો હિંસામય છતાં પણ રોકતા નથી, માત્ર ભગવાન્ જિનેશ્વર-મહારાજની પૂજાને તેઓ રોકવા માટે હિંસાના નામનું ઓઠું ઉભું કરે છે, પરંતુ આસ્તિકવર્ગ ભગવાન્ જિનેશ્વર-મહારાજના ચૈત્યોનો મહિમા સારી રીતે સમજી શકે છે અને સમજી શકે તેમ પણ છે, જેઓને તે મહિમાની વિશેષ જિજ્ઞાસા હોય, તેઓને તેની મૂર્ત્તિ કરવા માટે નીચેના મુદ્દાઓ વિચારવાની જરૂર છે.

૧. અન્ય-દર્શનકારોનું અને તેને માનનારાઓનું દેવતત્ત્વને અંગે ર્‌હાય જે મન્તવ્ય થતું હોય, પરન્તુ જૈનદર્શનનું અને તેને અનુસરનારાઓનું તો સર્વકાળ એ મન્તવ્ય નિશ્ચિત છે કે—

હરેક આત્માએ વીતરાગ-દશા મેળવવા તૈયાર રહેવું-એ સાધ્યનું પ્રાબલ્ય જૈનશાસનમાં એટલું બધું છે કે જેને વીતરાગપણું અને તેના ફળ સ્વરૂપ મોક્ષ મેળવવાની ઈચ્છા થાય તે ભવ્ય જ ગણાય. આ વીતરાગપણાનો જો કોઈ આદર્શ હોય તો તે માત્ર વીતરાગનું પ્રતિબિંબ છે.

એટલે જેઓને વીતરાગપણું ધ્યેય તરીકે હોય તેઓએ વીતરાગના આદર્શ તરીકે ભગવાન્ જિનેશ્વર-મહારાજની મૂર્ત્તિનું ધ્યેયપણું રાખવું જોઈએ.

૨. ભગવાન્ જિનેશ્વર-મહારાજાઓનું શાસન સર્વકાળ સાધુમહાત્માઓ દ્વારા ચાલ્યું છે-ચાલે છે અને ચાલશે, પરન્તુ એ સાધુમહાત્માઓ સકષાયી હોય, પ્રમત્ત હોય, રાગ-દ્વેષથી દોરાયેલા હોય, તેથી તેઓ માત્ર ઉપદેશ દ્વારા શાસનને પ્રવર્તાવી શકે, પરન્તુ વીતરાગપણાના ધ્યેય તરફ દોરનાર જો કોઈ નિર્દોષ આદર્શ હોય તો તે ભગવાન્ જિનેશ્વર-મહારાજની મૂર્ત્તિ છે.

૩. એ વાત તો વાચકોના ખ્યાલ બ્હાર નહિંજ હોય કે સાધુ-મહાત્માઓદ્વારા શાસનની પ્રવૃત્તિ થઈને વીતરાગપણાનું ધ્યેય પ્રાપ્ત કરવાનો માર્ગ માત્ર કર્મભૂમિમાં, અને તેમાં પણ મુખ્યતાએ આર્યક્ષેત્રોમાં જ હોય છે, તેથી જો સાધુ-મહાત્માને ધર્મની જડ ગણવામાં આવે તો માત્ર કર્મભૂમિના આર્યક્ષેત્રો શિવાય અન્યક્ષેત્રોમાં ધર્મનો અભાવ માનવો પડે, પરન્તુ જે અધોલોકમાં-ભવનપતિ વગેરેમાં, તિર્ચ્છાલોકમાં-સૂર્યચન્દ્રાદિક અસંખ્યદેવોમાં અને ઊર્ધ્વલોકમાં-સૌધર્મઆદિક દેવલોકના દેવતાઓમાં સમ્યક્ત્વાદિ ધર્મનો સદ્‌ભાવ શાસ્ત્રકારોએ હમ્મેશને માટે માન્યો છે; અને તે તે દેવતાઓમાં સર્વકાળે, સર્વ તીર્થંકરોએ સમ્યગ્દૃષ્ટિ એવા દેવોનો

વર્ગ જણાવેલો છે, તે સમ્યગ્દષ્ટિ દેવતાવર્ગને પણ વીતરાગપણાનું ધ્યેય હોઇને વીતરાગના આદર્શરૂપ મૂર્ત્તિની માન્યતા હોયજ છે.

(આ સ્થાને ધ્યાન રાખવું કે-કેટલાક મુગ્ધ મનુષ્યોને ઠગવા માટે કેટલાક કુતર્કવાદીઓ 'મૂર્ત્તિપૂજા' એ દેવતાનું કર્ત્તવ્ય છે, પણ મનુષ્યનું કર્તવ્ય નથી-એમ પ્રલાપ કરે છે, પરન્તુ તેઓએ સમજવું જોઈએ કે-શાસ્ત્રોમાં કોઇપણ જગોપર શ્રાવકને અંગે મૂર્ત્તિપૂજાનો નિષેધ નથી, એટલું જ નહિ, પરંતુ દ્રૌપદી, સુવર્ણગુલિકાનાં દૃષ્ટાંતોથી તથા વિશાલાના સ્તૂપ અને **આચારાંગમાં** જણાવાયેલા શ્રાવકોના દેવકુલ અને દેવાયતનોથી શ્રાવકોને પણ મૂર્ત્તિપૂજાની કર્તવ્યતા સિદ્ધ થાય છે. અને **આવશ્યકાદિ-સૂત્રોમાં** સ્થાને સ્થાને તેના પાઠો નજરે પડે છે. પરંતુ દેવતાઓની પૂજાઓનું વધારે જે વર્ણન છે, તે તો માત્ર ભગવાન્ જિનેશ્વર-દેવોની અતિશય પૂજ્યતા જણાવવા માટે જ છે.

તેથી જેમ **धम्मो मंगल०** ની ગાથામાં **देवा वि तं नमंसंति** કહીને જેમ ધર્મની અધિકતા જણાવવામાં આવી છે, તેમ દેવતાઓના અધિકારોથી જિનેશ્વરોની અધિક પૂજ્યતા જણાવવામાં આવી છે.

શું તે કુતર્કવાદીઓ એમ માનવાને તૈયાર છે કે-ધર્મપરાયણ લોકો માત્ર દેવતાથી જ આરાધાય, પણ મનુષ્યોથી તે આરાધાય નહિં અને આરાધના કરવી જોઈએ પણ નહિં.

વળી શ્રુતજ્ઞાનનો મહિમા દેખાડતાં **देवं नागसुवण्णकिन्नरगण-सब्भूअभावच्चिए** તેમજ **देवदाणवनरिंदगणच्चिअस्स** વગેરે પાઠોથી શાસ્ત્ર એટલે શ્રુતજ્ઞાન, તે માત્ર દેવેન્દ્ર અને નરેન્દ્રોને જ આરાધ્ય છે, પરંતુ તે સિવાય તે શ્રુતજ્ઞાન સામાન્ય મનુષ્યોએ આરાધવુ જોઈએ નહિ—એમ માનવા શું તૈયાર થાય?)

૪ સમસ્ત જૈનદર્શનને અનુસરનાર જૈનવર્ગમાં મતભેદ વગર કોઇ-પણ વ્યક્તિ માનને પાત્ર બની શકતી હોય તો તે માત્ર ભગવાન્ જિનેશ્વરો છે, તેથી બીજા સર્વ ધર્મસ્થાનકો કરતાં ભગવાન્ જિનેશ્વર

મહારાજની મૂર્તિ જેમાં બીરાજમાન હોય તે જ સ્થાન સમગ્ર જૈનવર્ગને નિઃશંકિતપણે અને અવરોધપણે માન્ય રહી શકે.

જુદાજુદા ઉપાશ્રયોને અંગે, જુદીજુદી સંસ્થાઓને અંગે, જુદા જુદા મંડળોને અંગે, જુદી જુદી વ્યક્તિઓને જુદા જુદા વર્ગની માન્યતા અને અમાન્યતા બન્ને થાય, પરંતુ ભગવાન્ જિનેશ્વર મહારાજની મૂર્તિ અને ભગવાન્ જિનેશ્વર મહારાજને અંગે તો સર્વ જૈનીઓ અને જૈનધર્મને અનુસરનારાઓ વિરોધરહિતપણે અને એકસરખી રીતે માન્યતાની લાગણીવાળા હોય.

એટલે એમ કહીએ તો ચાલે કે સર્વ કાળ, સર્વ ક્ષેત્રો, સર્વ સ્થાનો અને સર્વ વર્ગોમાં એક સરખી રીતે વીતરાગપણાનું ધ્યેય આદર્શદ્વારા પ્રવર્ત્તાવનાર જો કોઈ હોય તો તે ભગવાન્ જિનેશ્વર મહારાજની વીતરાગપણાની મૂર્તિ છે.

(વાચકવર્ગે ધ્યાન રાખવું કે-વર્ત્તમાનમાં કેટલાક પાખંડીયો ભગવાન્ જિનેશ્વર મહારાજના વીતરાગપણાના આદર્શની કિંમત પોતાના ગચ્છના, પોતાની પરંપરાના કે પોતાના સંઘાડાના પુતળાને ગોઠવીને બગાડે છે, કેમકે–વીતરાગપણાના ધ્યેયથી ભગવાન્ જિનેશ્વર મહારાજની વીતરાગતામય મૂર્તિને દેખીને આત્માનો ઉદ્ધાર કરવા જે તૈયાર થયેલો હોય છે, તેમાં તે પાખંડીઓનાં પુતળાંઓ ખરેખર વિઘ્ન કરનાર થાય છે, જો કે તે પાખંડીઓના ભક્તોને તે પુતળાં દેખી ઉલ્લાસ થાય તેનો અસંભવ નથી, પરંતુ જેઓ તે પાખંડીઓને અનુસરનારા ન હોય અર્થાત્ તે પાખંડીઓને માનનારા ન હોય, તેવા ભગવાન્ જિનેશ્વર મહારાજના અવિચ્છિન્ન પ્રભાવશાળી ત્રિકાલાબાધિત જૈનશાસનને અનુસરનારાઓની ભાવનાશ્રેણિ અને પરિણતિને બગારનારા થાય છે, અને તેથી તે પાખંડીઓ પોતાના માનીતા પુતળાં દ્વારા શાસનના સાચામાર્ગનું સત્યાનાશ કહાડનારા થાય છે.

આ વાત જો કે વધારે ચર્ચવા લાયક છે, છતાં આ તેનું મુખ્ય સ્થાન ન હોવાથી આટલેથી જ પતાવવી સારી છે.)

૫ જો કે સામાન્ય રીતે સાધુ મહાત્માઓને આધારે જ શાસનનું પ્રવર્ત્તવું થાય છે, પરંતુ સાધુ-ભગવંતોએ પ્રવર્ત્તાવેલું ભગવાન્ જિનેશ્વર મહારાજનું શાસન ટકવાનું કોઈપણ સાધન હોય તો તે માત્ર ભગવાન્ જિનેશ્વર મહારાજનાં ચૈત્યો છે, એટલે વાચકે સમજવું જોઈએ કે-જે જે ક્ષેત્રોમાં જેમ જેમ ભગવાન્ જિનેશ્વર મહારાજના શાસનની અધિક અધિક પ્રવૃત્તિ થશે, તેમ તેમ વીતરાગતામય આદર્શને ધારણ કરનાર ભગવાન્ જિનેશ્વર મહારાજની મૂર્ત્તિઓની સ્થાપના પણ અધિકાધિક થશે.

આ કારણથી શાસ્ત્રોમાં સ્થાને સ્થાને નગરના વર્ણનોના અધિકારે ભગવાન્ જિનેશ્વર મહારાજના ચૈત્યોનાં જૂથો જણાવવામાં આવેલાં છે.

આ ઉપરથી સમજાશે કે ભગવાન્ જિનેશ્વર મહારાજ શાસનની સ્થાપના કરે, સાધુમહાત્માઓ તે શાસનનો પ્રચાર કરે, પરંતુ તે શાસનના ધ્યેયની અવિચળતા રાખીને શાસનને ટકાવનાર જો કોઈ પણ હોય તો તે માત્ર વીતરાગના આદર્શરૂપ ભગવાન્ જિનેશ્વર મહારાજની મૂર્ત્તિ છે.

આ વાતને સમજનારો એ વાત સ્હેજે સમજી શકશે કે-ભગવાન્ **મહાવીર મહારાજના** વખતમાં પણ **શ્રેણિક મહારાજા** સરખા ક્ષાયિક સમ્યક્ત્વને ધારણ કરનારાના પુત્ર **અભયકુમાર** કે જેઓ આખા જૈનવર્ગમાં બુદ્ધિના નિધાન તરીકે પ્રસિદ્ધ છે, તેવા શ્રી **અભયકુમારે** અનાર્યક્ષેત્રમાં ઉપજેલા નરને જૈનધર્મ પમાડવા માટે એટલે વીતરાગના શાસનમાં લાવવા માટે બીજું પુસ્તક-રજોહરણ ન મોકલતાં **ભગવાન ઋષભદેવજીની** મૂર્ત્તિ કેમ મોકલી ?

આ ઉપરથી એ વાત તો નિર્વિવાદ સિદ્ધ થાય કે-ક્ષેત્રાન્તરે, કાલાંતરે, ભુવનાતરે કે લોકાન્તરે વીતરાગતાનું ધ્યેય ઉત્પન્ન કરનાર અને વીતરાગતાના માર્ગની જિજ્ઞાસા ઉત્પન્ન કરી વીતરાગ ભગવાનના માર્ગને મેળવી આપનાર અપૂર્વ અને અજોડ એવું જો કોઈપણ સાધન હોય તો તે માત્ર ભગવાન્ જિનેશ્વર મહારાજની મૂર્ત્તિ જ છે.

ભવિષ્યકાળના ઇતિહાસને શોધનારાઓ જો જૈનશાસનનું ધ્યેય જૈનશાસનની મહત્તા, જૈનશાસનનો પ્રચાર અને જૈનશાસનની જાહો-જલાલી જાણવા અને જણાવવાને સમર્થ થઈ શકશે તો તે માત્ર ભગવાન્ જિનેશ્વર મહારાજની મૂર્ત્તિઓ અને તેમના ચૈત્યોના આધારે થઈ શકશે.

ઉપરની હકીકત વિચારનાર મનુષ્ય–વીતરાગપણાના આદર્શવાળી ભગવાન્ જિનેશ્વર મહારાજની મૂર્ત્તિ અને તેને બીરાજમાન કરવાનું સ્થાન જે ચૈત્ય–એ બેનો મહિમા સમજ્યા સિવાય રહેશે નહિ. અને જો તે મહિમા સમજવામાં આવશે, તો કોઈપણ પ્રકારે તે **મનુષ્ય મૂર્ત્તિ અને ચૈત્યો તરફ આદરભાવની નજર કર્યા સિવાય રહેશે નહીં.**

હા...ર્દિ...ક...ક્ષ...મા...પ...ના

તાત્ત્વિક પદાર્થોની છણાવટવાળું અર્થગહન, ગંભીર, આગમિક પદાર્થોના વિવેચનથી ભરપૂર "આગમ જ્યોત" નું સંપાદન કરી દેવ–ગુરુકૃપાએ અધિકારી તત્ત્વ–જિજ્ઞાસુઓ સમક્ષ રજુ કરવાનો સત્પ્રયત્ન દશ વર્ષથી ચાલુ છે.

આ સંપાદનમાં પૂ. આગમોદ્ધારક આચાર્યદેવશ્રીના આશયોથી વિરુદ્ધ અગર જિનશાસનની મર્યાદાથી વિપરીત કંઈ થયુ હોય તે સર્વ બદલ....હાર્દિક શુદ્ધિ સાથે.

મિ...ચ્છા...મિ....દુ...ક્કુ...ડં

[ સંપાદક ]

# ત્યાગધર્મની મહત્તા
## (૨)

[પૂજ્યપાદ, બહુશ્રુત, ગીતાર્થસાર્વભૌમ **આગમોદ્ધારકશ્રીએ** તત્ત્વદૃષ્ટિથી ત્યાગધર્મનો મહિમા વિ. સં. ૧૯૯૯માં ટૂંકા નિબંધરૂપે લખેલ, જે યથાર્થદૃષ્ટિથી તત્ત્વ રૂચિવાળા જીવો માટે ખૂબ જ મનનીય હોઈ સુધારા–વધારા સાથે અહીં જિજ્ઞાસુ જીવોના હિતાર્થે રજૂ કરાય છે. સં.]

ત્યાગની સર્વોપરિ શ્રેષ્ઠતા સ્વભાવતઃ સિદ્ધ છે–પ્રસિદ્ધ છે, જગત-ભરમાં મચી રહેલા કલહમાં કારણભૂત ત્યાગનો અભાવ, એટલે કે રાગ–દ્વેષનો સદ્ભાવ છે:

ચિત્ર–વિચિત્ર દુઃખના અંબાર એ વિવિધ પ્રકારના રાગદ્વેષનાં સંભારણાં છે. જ્યાં રાગ ત્યાં ભય નિશ્ચિત છે.

**ભર્તૃહરિને** અનુભવનો અંતે કબુલ કરવું પડ્યું કે **વૈરાગ્યમેવા-ભયમ્** વસ્તુતઃ પ્રાણીમાત્રને માટે ત્યાગ એ વિધિના લેખની જેમ લલાટે લખાયેલો જ છે, પણ ત્યાગ ત્યાગમાંયે ફરક છે ને!

બલીહારી પ્રતિજ્ઞાથી સ્વીકારાયેલા–સહર્ષ અંગીકાર કરાયેલા ત્યાગની છે, મરણ કે વિયોગથી થતો ફરજીયાત ત્યાગ એ ત્યાગ નથી, કેમકે ત્યાંથી દુઃખના મૂળ–કારણભૂત રાગ ખસ્યો નથી, ત્યાગ કરવો પડ્યો છે, પણ હૃદયમાં વસ્યો નથી. જ્યારે હૃદયથી વધાવાયેલા ત્યાગમાં રાગના રામ રમી ગયા છે, અર્થાત્ રાગ રાખ [ભસ્મીભૂત] થયો છે.

રાગ ગયો એટલે રોગ ગયો, ત્યાગ આવ્યો, તંદુરસ્તી આવી. વિશુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત કરવાની ચાવી મળી, કહો કે આત્મ–રમણતાની અભિલાષા માત્ર ફળી!

ભલે ડાહી ડાહી વાતો બધા કરે, પણ ત્યાગ કરવો (આચરવો) એ સહજ નથી,

આત્મા અનાદિકાલથી, મોહરાજાએ જગત્ભરમાં ફેલાવેલા અહં અને મમ મંત્રોની માયામાં એટલો મુંઝાયો છે, પૌદ્ગલિક [પર] પદાર્થોની પાછળ એટલો પાગલ બન્યો છે કે-એને પોતાના પાગલ-પણાનું ભાન થવું પણ મુશ્કેલ છે, ત્યાગની ભાવના થવી તો અતિ મુશ્કેલ છે ત્યાં ત્યાગના સ્વીકારની તો વાતજ શી? દુનિયાની સુલેહ શાંતિ માટે પણ રાજ્યને કાયદા ઘડવા પડે છે, એ કાયદા એટલે શું? વિચારશો તો જણાશે કે **હાજત બહારની અમર્યાદાના ત્યાગ માટે જ એ કાયદા છે.**

દુનિયાની સુલેહ, શાંતિ પણ તે ત્યાગને જ આભારી છે, **એ કાયદાઓનું જેટલું પાલન, તેટલી સુલેહશાંતની હયાતી અને જેટલું ઉલ્લંઘન-તેટલી સુલેહ-શાંતિમાં સ્ખલના.**

કાયદાઓ છતાં કાયદાનો ભંગ કરવાથી સજાનો ભય પ્રત્યક્ષ છતાં પણ ગુન્હાઓ બન્યા કરે છે, તેથી સ્પષ્ટ થાય છે કે-**હાજત બહારની અમર્યાદાનો ત્યાગ પણ મુશ્કેલ છે, તો ઉચ્ચ-કોટિના ત્યાગના સ્વીકાર તથા પાલનની મુશ્કેલીમાં પૂછવું જ શું?**

ત્યાગ મુશ્કેલ છે છતાં પણ દુઃખથી છૂટવાની તથા શાશ્વત સુખ મેળવવાની અભિલાષા ધરાવનારાઓને એના વિના સિદ્ધિ નથી.

જેના વિના છૂટકો જ નથી તે મુશ્કેલ હોય તો પણ તેની પ્રાપ્તિ માટે પ્રયત્ન કર્યે જ છૂટકો! મુશ્કેલ ત્યાગ પણ તથાવિધ સંસ્કારોથી સહેલાઈથી પ્રાપ્ય બની શકે છે, પણ શરત એક કે-**મરજી હોય તો માર્ગ થાય.**

જેમ જૂનામાં જૂના (લાંબા કાલના) દર્દથી પીડાતો દર્દી પણ જો સદ્વૈદ્યને શરણે જાય, તેના કથનાનુસાર અનુપાન યુક્ત ઔષધ લે, પરહેજી પાળે, તો તે તંદુરસ્ત બની શકે છે.

તેમ રાગદ્વેષરૂપી અતિજૂના-અરે ! કાલ-જૂના રોગથી પીડાતાઓ પણ પ્રયત્ન કરે તો ત્યાગરૂપ અમોઘ ઔષધથી પોતાના વ્યાધિનું નિવારણ કરી શકે છે.

આવા ઉચ્ચ ત્યાગનો જેમ સત્કાર, સ્વીકાર, પ્રચાર તેમ પ્રજામાં, રાજ્યમાં, દેશમાં, જગત્‌ભરમાં આનંદ, સુખ, શાંતિમય સામ્રાજ્યની સ્થાપનાનાં મૂલો સિંચાયાં સમજવાં.

સંસ્કાર માત્ર મુખ્યતયા રોજના રીતરિવાજ, સામાજિક પ્રણાલિકાઓ, પ્રચલિત સાહિત્ય, તથા ધાર્મિક અનુષ્ઠાનોને આભારી છે.

જ્યારે આ વાત તરફ નજર કરીશું ત્યારે એ કબુલ જ કરવું પડશે કે-**કેવળ ત્યાગોત્પાદક, ત્યાગપોષક, ત્યાગપ્રચારક અનુષ્ઠાનો હોય તો તે જૈનોમાંજ છે.**

**જનદર્શન એટલે ત્યાગદર્શન કહો કે સર્વોપરિ ત્યાગદર્શન.**

**જૈનોના દેવ પણ સર્વથા ત્યાગી, ગુરૂ પણ સર્વથા ત્યાગી અને જૈનધર્મના અનુષ્ઠાનમાત્ર કે વ્રતાદિમાત્રમાં કેવળ ત્યાગ, ત્યાગને ત્યાગજ દ્રષ્ટિગોચર થાય છે.**

**જૈનોનાં સાહિત્યમાં મુક્ત કંઠે પ્રશંસા ત્યાગની જ છે, ત્યાગનાંજ વર્ણનો ઠાંસી ઠાંસીને એમાં ભર્યાં છે ! ! !**

જૈનોના દેવ (તારક દેવાધિદેવ) તે છે કે-જેઓની સેવામાં જન્મથીજ દેવતાઓ અને ઇંદ્રગણ હોય છે, છતાં પણ દુન્યવી ભોગોપભોગથી તેઓ સદંતર નિર્લેપ હોય છે, અને છેલ્લે તેઓ પોતાના વિશાલ રાજ્યનો, તથા કુટુંબ-પરિવારનો પરિત્યાગ કરી, ત્યાગી બને છે, શરીર પરત્વે પણ કેવળ નિઃસ્પૃહ બની ઉગ્ર તપશ્ચર્યા-ઉગ્ર ત્યાગ આદરે છે, જેને પરિણામે દેવત્વ પ્રાપ્ત કરે છે (કેવલજ્ઞાન, કેવલદર્શનાદિ આત્મીય ભાવ ઋદ્ધિ સંપ્રાપ્ત કરે છે.)

રાગીઓને સદાય રોવાનું હોય છે, અને ત્યાગીઓના ચરણે લક્ષ્મી આવીને સ્વયમ્ આળોટે છે. તેરમા તીર્થેશ **શ્રી વિમલનાથ ભગવાનની** સ્તવના કરતાં **શ્રીમદ્ આનંદઘનજી** કથે છે કે:-

**ચરણ કમલ કમલા વસેરે, નિર્મલ થીર પદ દેખ,**
**સમલ અથીર પદ પરિહરેરે, પંકજ પામર પેખ....**

દેવાધિદેવ શ્રી તીર્થંકરદેવની સેવામાં કરોડો દેવતાઓ કાયમ હાજર રહે છે, ડગલે ને પગલે ચાલતી વખતે દેવતાઓ સુવર્ણકમલ સ્થાપે છે, અર્થાત્ પ્રભુને જમીનપર પગ પણ મૂકવાનો વખત આવવા દેતા નથી અને સમોસરણ રચે છે. અષ્ટ-મહાપ્રાતિહાર્ય એ પરમ તારકની સેવામાં ચોવીસે કલાક વિદ્યમાન જ હોય છે શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ, દિવ્ય પૌદ્ગલિક સામગ્રીની સેવાના સદ્ભાવમાં પણ શ્રી જિનેશ્વરદેવ કેવળ નિર્લેપ હોય છે, માટેજ તેઓ **વીતરાગ** કહેવાય છે.

**રાગ એ સંસારનું બીજ છે,** રાગ-દ્વેષરૂપી સંસારનાં બીજ જેઓનાં બળી જાય છે—તે ઉત્તમ આત્માઓ, ત્રિલોક પૂજ્ય દેવત્વને પામી સિદ્ધિનાં શાશ્વત સુખને સંપાદન કરે છે.

જૈનો જે મૂર્તિને પૂજે છે, તે પણ વીતરાગ સ્વરૂપેજ! જો કે ભકિત તથા પ્રેમોલ્લાસ માટે અંગરચના રચે છે, શ્રેષ્ઠ સુગંધી તથા કિંમતી દ્રવ્યોથી પૂજા—મહાપૂજાદિ કરે છે, પણ તે તમામ મૂળ વીતરાગ સ્વરૂપને અવલંબીનેજ, તથા પોતાથી પણ દિનપ્રતિદિન ત્યાગ વધારે કેળવાય તે માટેજ કરે છે.

કેમકે **ત્યાગ વિના,** દ્રવ્યાદિની મૂર્ચ્છા ઉતર્યા વિના, એ **પ્રભુની આજ્ઞામાં રક્તપણું બની શકતું નથી.**

જૈનેતરોમાં પણ દેવપૂજામાં બેશક ભકિત તથા પ્રેમપૂર્વક દ્રવ્ય ત્યાગ પુષ્કલ થાય છે. (ત્યાગના સ્વીકાર વિના કોઈપણ પ્રકારના ધર્મની આરાધના કે નીતિનું રક્ષણ સંભવિત-શકય નથી) પણ ત્યાં દેવનું વીતરાગી સ્વરૂપ માનવામાં આવતું નથી, તેમજ એ

પૂજનાદિના બદલામાં જે પૌદ્‌ગલિક પદાર્થો મેળવવાની ઇચ્છા વગેરે હોય છે, તેમાં પણ ત્યાગનું નામનિશાન હોતું નથી, પણ સ્વર્ગ કે તેવા દુન્યવી પદાર્થોની પ્રાપ્તિદ્વારા કેવળ રાગની પુષ્ટિ હોય છે, ઇતરમાં સરાગદેવની રાગમય ક્રિયાઓનો 'લીલા' એ શબ્દથી બચાવ કરવામાં આવે છે, જ્યારે જૈનદર્શનની માન્યતા એવી છે કે-રાગ-દ્વેષના સર્વથા ક્ષય વિના દેવત્વ પ્રાપ્ત થતુંજ નથી. યતઃ—

**દોષરહિતને લીલા નવિ ઘટેરે, લીલા દોષ વિલાસ.**

**શ્રીમદ્‌ આનંદઘનજી.**

મોટાની વાતો મોટા જાણે, દેવ-ગુરૂ કહે તે સાંભળવું, પણ **એમની કરણી તરફ ન જોવું એવી પોલ જૈન દર્શનમાં નથી.**

**"પ્રભુએ કહ્યું તે કરવું, પણ કર્યું તે નહિ કરવું એમ નથી.**

**સામર્થ્યના અભાવે ન થઈ શકે તે વાત જુદી! પણ કરણીય છે તે તો કરણીયજ :**

રાઇપ્રતિક્રમણના તપચિંતવણિના કાયોત્સર્ગમાં **વીર ભગવાને છ માસનો તપ કર્યો હતો, જીવ! શું કરી શકીશ? આ** રીતે ચિંતવવામાં આવતી ભાવના પણ એજ વાત પુરવાર કરે છે.

ઇતરની દેવમૂર્તિના સ્વરૂપમાં અને તીર્થંકરદેવની મૂર્તિના સ્વરૂપમાં રહેલ રાગ તથા વિરાગનું અંતર પ્રત્યક્ષ દૃષ્ટિગોચર થાય છે. અન્ય દેવોની મૂર્તિ હથિયાર, માળા સ્ત્રી વિગેરે રાગ-દ્વેષ તથા અજ્ઞાનની સામગ્રી સંયુક્ત છે, તથા અપૂર્ણતાની પ્રતીતિ કરાવે છે. જ્યારે જૈનોના તીર્થંકર દેવોની મૂર્તિ વીતરાગપણું તથા સંપૂર્ણ દેવત્વને દર્શાવે છે. યતઃ–

**प्रशमरसनिमग्नं, दृष्टियुग्मं प्रसन्नं,**<br>
**वदनकमलमंकः कामिनीसंगशून्यः ।**<br>
**करयुगमपि यत्ते, शस्त्रसंबन्धवंध्यं,**<br>
**तदसि जगति देवो, वीतरागस्त्वमेव, ॥**

## જૈનોના ગુરૂ પણ ત્યાગી હોય છે

જીંદગીભરને માટે કંચન-કામિનીનો ત્યાગ કરી, ઘરથી નીકળીને, પાંચ મહાવ્રત ઉચ્ચરી, તેનું તેઓ કાયમ પાલન કરે છે, **કંચન-કામિની યાને રમા-રામાનીજ આ જગતમાં રામાયણ છે.** કહેવત છે કે, **'જર, જમીન, જોરૂ એ ત્રણ કજીયાના છોરૂ.**

આથી એક વાત સિદ્ધ છે કે-**ક્લેશનું વાસ્તવિક નિવારણ ઈચ્છનારાઓએ કંચન-કામિનીનો ત્યાગ કર્યેજ છૂટકો :** એટલે કે ગૃહત્યાગ કર્યે જ છૂટકો, ઈતરમાં ગૃહસ્થાશ્રમ પણ આવશ્યક મનાય છે, જ્યારે જૈનદર્શનમાં એથી જુદુંજ છે.

**પોતાનાથી બાલ્યવયમાં સંયમ ન સ્વીકારાયો, માટે પશ્ચાત્તાપ કરી જેમ બને તેમ સંસારથી જલદી નીકળવાનું જૈન દર્શનનું ફરમાન છે, અર્થાત્ બાલ્યવયથી જ ત્યાગ આચરવાનો આદેશ છે.**

જૈનોના ગુરૂઓ એક ફૂટી કોડી પણ પાસે રાખતા નથી, વાહનનો ઉપયોગ કરતા નથી, સંયમનિર્વાહ પૂરતી ભિક્ષાના આધારે દેહદ્વારા જ્ઞાન-ધ્યાનાદિમાં નિમગ્ન રહેવા ઉપરાંત કર્મ-નિર્જરાર્થે તેઓ વિવિધ પ્રકારની તપશ્ચર્યા, ઉગ્ર-અભિગ્રહો આદિ કરે છે.

આવા મહર્ષિઓના પાત્રમાં સૂઝતા (નિર્દોષ) આહારાદિના દાનથી જૈનો પોતાનો નિસ્તાર માને છે.

આ દાનને જૈનદર્શન સુપાત્રદાન ગણે છે, તે તેમનામાં રહેલા તીવ્ર ત્યાગને જ આભારી છે. જૈનો તેઓનો પ્રવેશ-મહોત્સવાદિ અતિ આડંબરથી કરે છે. તેઓની બેઠક આસપાસ કિંમતી જરીયાન ચંદરવાઓ બાંધી ભક્તિ કરે છે, પણ તે તમામ ગુરૂના ત્યાગને આભારી છે. કેમકે જૈનો પોતે પણ ત્યાગના અભિલાષી છે. કહ્યું છે કે-**જેને જે વસ્તુની જરૂર હોય તેણે તે વસ્તુ જેની પાસે હોય તેનું સન્માન કરવા જવું જોઈએ,**

ઈતરો ગુરૂઓના ચરણે ધનના ઢગલા ધરે છે, જ્યારે જૈનો સંયમ-પોષણાર્થે ગુરૂની ભક્તિમાં ગમે તેટલો દ્રવ્ય-વ્યય કરે, પણ ગુરૂને પોતાને અંલકાર પહેરાવી ત્યાગને વિકૃત કરતા નથી :

અર્થાત્ કહેવાનું તાત્પર્ય એ છે કે **" જૈનોના દેવ-ગુરૂ ત્યાગી છે. એમના સત્કાર, સન્માન. પૂજનાદિ પણ ત્યાગને આભારી છે, ત્યાગ માટે છે તથા ત્યાગનું સ્વરૂપ સાચવીને છે. "**

**જગતના સમગ્ર વિવેકી ગણાતા મનુષ્યો, જેઓ જૈનો જૈનેતરો હોય તે સર્વ જૈનોના સાધુઓ માટે ઈતર સર્વ ધર્મના ગુરૂઓ કરતાં અધિક ત્યાગ તથા સુંદર ત્યાગની મુક્તકંઠે પ્રશંસા કરે છે, તે વાત દરેક સુજ્ઞને વિદિત છે:**

પણ જેમ નિર્મલ-કલાના સમુદાયે પૂર્ણ એવા પૂર્ણિમાના ચંદ્રમ ચિહ્નરૂપે રહેલ શ્યામરત્નના પણ મૃગને ભોળી જનતા કલંકરૂપે ગણે છે, તેવી રીતે કેટલાક અજ્ઞાન અને અસત્યવાદિ પ્રચારકોના છાપાની દેવડીએ દેવાતી દોટના પ્રભાવે કેટલાક મુગ્ધ મનુષ્યો તેઓશ્રીના ત્યાગને દૂષિત ગણી ભોગ-પિપાસાની તૃપ્તિમાં તલ્લીન થયેલાને શુદ્ધ સાધુઓથી પણ અગ્રકોટીમાં લઈ જવા તત્પર થાય છે, પણ તેઓને તેવા છાપાઓની છેતરપિંડીથી સાવચેત થવા અને શુદ્ધ સાધુઓના સમાગમથી કે શાસ્ત્રોના સાચા અર્થોથી પરિચિત થવાની સૂચના કરવા સિવાય આ પ્રસંગે વધુ કહેવું ઉચિત નથી.

**જૈન દર્શનનાં અનુષ્ઠાનમાત્ર ત્યાગથી ઓતપ્રોત છે,** જ્યારે ઇતરના અનુષ્ઠાનોમાં ત્યાગની ગંધ પણ હોતી નથી, બલ્કે-રાગ-ભોગનાંજ સત્કાર-સન્માન હોય છે.

દાન, શીલ, તપ અને ભાવ એમ ચાર પ્રકારે પણ ધર્મ કહ્યો છે. તેમાં **દાનમાં દ્રવ્યનો ત્યાગ છે :** દ્રવ્યની મૂર્છા ઉતાર્યા વિના દ્રવ્યનો ત્યાગ થતો નથી, **શીલ** (બ્રહ્મચર્ય) **પાલનમાં વિષયનો ત્યાગ છે. : તપમાં આહાર** તથા **રસનો ત્યાગ**

(રસત્યાગ માટે ખાસ તપ આયંબિલ છે, અને તેમાં પ્રગતિમાન થવા માટે **વર્દ્ધમાન આયંબીલ તપ છે.**) તથા સુંદર **ભાવનામાં મલિન ભાવોનો ત્યાગ છે.**

આ બાબતમાં જે ત્યાગ છે, તે પણ ત્યાગને માટે જ, જ્યારે ઇતરમાં તેમ નથી, ત્યાં પણ દાન, શીલ, તપ વિગેરે છે ખરા, પણ તેના સ્વરૂપ, પ્રકાર તથા ધ્યેયમાં તથા જૈનોના દાનાદિના સ્વરૂપાદિમાં આસમાન-જમીનનું અંતર છે.

બીજે દાન પણ ઘણું મેળવવા માટે છે, શીલ તથા તપ પણ શરીર સ્વાસ્થ્ય, સૌંદર્ય સ્વર્ગસંપત્તિ, અપ્સરાદિની પ્રાપ્તિ માટે છે. જૈનોના તપમાં રસનો ત્યાગ જ હોય છે ત્યારે બીજે રસગૃદ્ધિની વૃદ્ધિ હોય છે.

નિરંતર પ્રભુપૂજન, સામાયિક, વ્યાખ્યાનશ્રવણ પોષધ, ભાવના, તીર્થયાત્રા. રથયાત્રા, સ્વમિવાત્સલ્ય. સંઘ કાઢવો તે, જ્ઞાન પૂજન, સુપાત્રદાન, અભયદાન, અમારિપડહ, શાંતિસ્નાત્ર, અષ્ટાહ્નિકા મહોત્સવ, પ્રતિક્રમણ, બારવ્રત અગર ઓછાયાવત્ એકવ્રતનો સ્વીકાર, તેટલાય સામર્થ્યના અભાવે સમ્યકત્વનો સ્વીકાર, વિગેરે વિગેરે જૈનોમાં ચાલુ હોય છે કે **જે ક્રિયાઓ ત્યાગનુંજ વાતાવરણ કેળવે છે.**

જૈન-દર્શનની નાનામાં નાની ક્રિયા પણ સર્વવિરતિના (સર્વ-ત્યાગના) ધ્યેયવાળી હોય છે. જે ક્રિયામાં આ ધ્યેય નથી તે ક્રિયા જૈનદર્શનની નથી. જુદી જુદી તિથિએ તપ કરવા, રોજ ચૌદ નિયમો ધારવા, અમુક ન ખાવું, વિગેરે વિગેરે ત્યાગ કેળવવાની વિવિધ ક્રિયાઓ રોજના રિવાજરૂપે જૈનોના એક-એક ઘેર વિદ્યમાન છે, જૈનો સંસારને કારાગાર માને છે, ગૃહસ્થાશ્રમને દુર્ગતિનો પ્રતિનિધિ માને છે અને તેથી પોતાને ત્યાં આવતા (લગ્નાદિ) પ્રસંગોએ પણ ત્યાગના ધ્યેયને નહિ ભૂલવા માટે ધાર્મિક પ્રસંગો (અઠ્ઠાઈ ઉત્સવાદિ)ને સંયોજે છે.

ફરીને સ્મરણ કરાવીએ કે **જૈનદર્શન એટલે સર્વોપરિ જૈનદર્શન : ત્યાગ માટે જૈનદર્શન મુસ્તાક છે, ગૌરવભર્યું છે.**

જો કે જૈનદર્શન રાગને અનિષ્ઠ માને છે. છતાંએ ત્યાગને માટે થતા રાગને પ્રશસ્ત ગણે છે, જ્યારે રાગ માટે થતા ત્યાગને પણ વખોડે છે, જૈનોના પાંચે પરમેષ્ઠિ પ્રાતઃસ્મરણીય પરમપૂજ્ય છે કે જેઓ તમામ સર્વથા ત્યાગી છે, એક પણ રાગીને જૈનદર્શને પૂજ્ય પદમાં કે સત્કાર-સન્માનના સ્થાનમાં સ્થાન આપ્યું નથી.

**જૈનો એટલે ત્યાગમાર્ગના પરમ અનુયાયીઓ:**

જયણા પરમો ધમ્મો એ જૈનદર્શનનું પરમસૂત્ર છે. જૈનતરો પણ એકી અવાજે એ કબુલ કરે છે કે **न हिंस्यात् सर्वाणि भूतानीत्येतं विधिमक्षरशो जैना अनुसरन्ति**

આ રીતિએ જયણા રૂપે અહિંસાનું પાલન વિશુદ્ધ ત્યાગથીજ બની શકે છે. વિશુદ્ધ ત્યાગ એટલાજ માટે કહેવો પડે છે કે ત્યાગ ત્યાગ માટે હોવો જોઈએ. રાગ માટે (દુન્યવી પદાર્થોની પ્રાપ્તિ માટે) થતા ત્યાગથી પણ વસ્તુતઃ અહિંસાનું પાલન થતું નથી.

અહિંસાની ઉદ્‌ઘોષણા છતાંયે જ્યાં હિંસા દેખાય છે, તેનું કારણ ત્યાં અહિંસાની ઉદ્‌ઘોષણા ત્યાગ માટે નથી, પણ રાગ માટે છે. રાગનેજ માટે અહિંસા જેવા શ્રેષ્ઠ તત્ત્વને શસ્ત્ર બનાવવું એતો ત્યાગનો પરમ વિદ્રોહ છે!

**ત્યાગ માર્ગનું ઉંચામાં ઉંચુ સ્વરૂપ ભાગવતી દીક્ષા જ છે.** કેમકે સર્વત્યાગ ત્યાં જ વિદ્યમાન છે, પૂજ્ય પરમેષ્ઠી પંચક દીક્ષિત જ છે. દીક્ષા યાને ઉત્તમ પ્રકારના ત્યાગમાર્ગ પરત્વે આવતા આક્રમણોથી ઇતરો ન ભડકે અને જૈનો ભડકે એ સ્વાભાવિક છે, કેમકે ઇતરને દરેક ધર્મકાર્યમાં ગૃહસ્થોથી ચાલી શકે છે. પણ **જૈનોને કોઈપણ ધર્મ-ક્રિયામાં દીક્ષિતો વિના ચાલતું નથી.**

ત્યાગ–માર્ગને જરાપણ આંચ આવે તેમાં જૈનોનું તો સર્વસ્વ લૂંટાય છે, ત્યાગમાર્ગની વિદ્યમાનતામાં જ જૈનો પોતાનું અને જગતનું કલ્યાણ માને છે, એટલે જ તેઓ ત્યાગમાર્ગને તથા ત્યાગીઓને પૂજે છે. અને તેઓની સેવા–સંરક્ષણાદિ માટે તનતોડ મહેનત કરે છે.

જૈનોને પોતાનું બીજુ બધું જાય તે પાલવે તેમ છે, પણ ત્યાગના કિલ્લાની એક કાંકરી પણ ખરે તે પરવડે તેમ નથી અને એને માટેજ તો કેટલાક વર્તમાન વાયરાથી વ્યામોહિત થઈ વિરુદ્ધ વર્તનારા, ત્યાગની સામે મોરચા માંડનારા ઘરનાઓનો પણ ત્યાગના સાચા અનુયાયીઓ (જૈનો) ને પુરતો સામનો કરવો પડયો છે એ પ્રસિદ્ધ છે, ત્યાગમાર્ગની વચ્ચે રાજ્યની ડખલગીરી પણ પ્રભુ-માર્ગથી અજાણ વર્ગને આભારી છે. છતાંયે એ વાત એટલી જ સુનિશ્ચિત છે કે—**ત્યાગ માર્ગના સંરક્ષણ તથા વિજય માટે ત્યાગ માર્ગના અનુયાયીઓ (જૈનો) પોતાથી બનતું બધુંજ કર્યા વિના રહેતા નથી, કેમકે ત્યાગ એજ જૈનોનું જીવન છે.**

## રત્ન કણિકા

- ત્યાગ અને રાગ વિરોધી છતાં કયારેક એકબીજાના પૂરક પણ બની જાય, પણ તેથી ત્યાગની ઉપાદેયતા અને રાગની હેયતામાં ફરક પડે નહી.
- દરેક પદાર્થોનો સાપેક્ષ વિચાર રાગ–દ્વેષની ભૂમિકાને નબળી કરે છે. અને ત્યાગની ભૂમિકાને દૃઢ કરે છે.
- કર્મની પ્રબળતાનો નિરપેક્ષ વિચાર ત્યાગની ભૂમિકાને મંદ બનાવે છે.

# અનાગમ-મત
# યાને
# દિગમ્બરોનો ધર્મ
## (૩)

[પૂજ્યપાદ આગમોદ્ધારક આચાર્યદેવશ્રીએ દિગંબરોની વાક્-ચાતુરીના ફટાટોપને વિખેરવા શાસ્ત્રીયરીતે તેમની શાસ્ત્રીય વિચારણા અકાટ્ય તર્કો દ્વારા "જૈન તત્ત્વ પ્રકાશ" વર્ષ ૩ અંક ૨-૩ પા, ૬૩-૬૪) માં ચાલીશ વર્ષ પૂર્વે કરેલ જે તાર્કિકદૃષ્ટિએ જિજ્ઞાસુઓને માટે ખૂબ જ ઉપયોગી ધારી અહીં તેનું પુનઃમુદ્રણ સુધારા-વધારા સાથે આપેલ છે. સં.]

સજ્જનગણ સારી રીતે સમજી શકે છે કે-કોઈપણ મત આગમ વગરનો હોય નહિં.

જો કે સામાન્ય રીતે **આગમનો** અર્થ શાસ્ત્ર એમ કરાય છે, પણ, દરેક મતને અંગે જે **આગમને** મૂલ તરીકે ગણવામાં આવે છે, તે આગમ શાસ્ત્રો, સામાન્ય શાસ્ત્ર તરીકે ગણાતા શાસ્ત્રરૂપ હોતાં નથી, પણ તે તે મતના મુખ્ય પ્રવર્તક પુરૂષે પ્રવર્ત્તાવેલાં શાસ્ત્રોરૂપી જે આગમ શાસ્ત્રો તે, એ મતના મૂલ તરીકે હોય છે.

### અન્ય મતાવલંબીઓની આગમને અંગે માન્યતાઓ

**વૈદિકો** પોતે મૂલ પુરૂષ તરીકે **બ્રહ્માને** માને છે અને તે **બ્રહ્માએ** કહેલા **વેદોને** માનવાવાળા હોઈને તેઓ **વૈદિક** ગણાય છે.

વ્યાસજી વગેરે બ્રહ્મવાદીઓએ **વેદાન્તરૂપે બ્રહ્મસૂત્ર** અને **ઉપનિષદો** કર્યાં અને તેથી જે જે વેદાન્તીઓ હોય છે, તે તે ઉપનિષદો અને બ્રહ્મસૂત્રો ખરા અંતઃકરણથી માનવાવાળા હોય છે.

**કપિલમતને** અનુસરવાવાળાઓ **કપિલના** કહેલા **સાંખ્ય** પ્રવચન અને તેના ભાષ્યને માનવાવાળા હોય છે.

**વૈશેષિક** અને **નૈયાયિક** તરીકે ગણાતો વર્ગ વૈશેષિક અને વાત્સ્યાયન ભાષ્યરૂપી ન્યાયશાસ્ત્રને માનનારો હોય છે.

**બૌદ્ધ** મતમાં પ્રવર્ત્તનારા મનુષ્યો **બુદ્ધના પીટકોને** માનનારા હોય છે.

યાવત્ **નાસ્તિક** તરીકે ગણાતા મનુષ્યો તેના મૂલભૂત **બૃહસ્પતિએ** કહેલા શાસ્ત્રને માનનારા હોય છે.
**ક્રીશ્ચનો બાઈબલ** માનનારા હોય છે. **મુસલમાનો કુરાનને** માનનારા હોય છે.

**પારસીઓ અવસ્તાને** માનનારા હોય છે. **ભાગવતવાળા** ભાગવતને અને **સ્વામિનારાયણો સ્વામિનારાયણની શિક્ષા પત્રિકાને** માનનારા હોય છે.

**અનાગમ મતની માન્યતાથી જૈનપણાનો અભાવ**

આ બધી હકીકત વિચારતાં સજ્જન પુરૂષ સ્હેજે સમજી શકશે કે–

જે જે મનુષ્ય જે જે મતને માનનારો હોય, તે તે મનુષ્ય તે તે મતના આદ્ય પુરૂષના વચનને માનનારો હોય છે, તેવી રીતે મધ્યસ્થ દૃષ્ટિથી વિચાર કરીશું તો માલમ પડશે કે–**દિગંબરો** પોતાને **જૈન** તરીકે ઓળખાવે છે, પણ તેઓને સ્વશાસ્ત્ર જેવું કશું નથી, કારણ કે **દિગમ્બરો** પોતાના મુખે જ કબુલ કરે છે કે–અમે જે કાંઈ શાસ્ત્ર વગેરેને માનીએ છીએ તેમાંનું કાંઈ પણ જિનેશ્વર મહારાજનું નિરૂપણ કરેલું નથી. જિનેશ્વર મહારાજે નિરૂપણ કરેલું આખું શાસ્ત્ર કે-તે શાસ્ત્રનો અંશ પણ **દિગમ્બરોના** મત પ્રમાણે વર્ત્તમાનમાં હયાત નથી.

તેથી **દિગમ્બરોના** હિસાબે **દિગમ્બરનો** સમસ્ત ધર્મ જિનેશ્વર મહારાજના આગમ વિનાનો છે. **દિગમ્બરોના** કહેવા પ્રમાણે જિનેશ્વરના વચનની હયાતી નથી–એમ સ્પષ્ટ માને છે, અને વર્ત્તમાનમાં જે કંઈ શાસ્ત્રને તેઓ માને છે–તે કેવલ આચાર્યોનાં જ

કહેલાં છે, અર્થાત્ તેઓનાં શાસ્ત્રોમાં જિનેશ્વર ભગવાનનાં વચનોનો થોડો કે ઘણો ભાગ છે જ નહિ.

એટલે ચોકખું થયુ કે-દિગમ્બરો પોતાને આચાર્યમતીય કહેવડાવી શકે, અને તે સજ્જન પુરૂષો માન્ય પણ કરી શકે. પણ જિનેશ્વર મહારાજના વચનને માન્યા સિવાય તેઓ પોતાને જૈન તરીકે તો કોઈ દિવસ પણ કહેવડાવી શકે નહિ

યાદ રાખવું જરૂરી છે કે-વ્યાકરણકારો સામાન્ય રીતે જે મતવાળો જે દેવતાને માને તે મતવાળાને તે દેવતાના નામથી ઓળખાવવાનું કહે છે.

જૈમિનીય, નિરીશ્વર સાંખ્ય, નાસ્તિક વગેરે મતવાળા દેવોને માનનારા નથી છતાં પણ તે તે પ્રકારનાં શાસ્ત્રો અને ધર્મો માનવાથી તેઓનાં તે તે નામો જગતમાં જાહેર થયેલાં છે, અને હિંદુ લોકોમાં પણ મનુએ કહેલો ધર્મ તે માનવધર્મ તરીકે ઓળખાય છે.

માટે સામાન્ય રીતે દેવતાદ્વારા મતનું નામ બોલાય છે, એમાં માનેલા છતાં મુખ્યતાએ તે તે દેવનાં કહેલાં કે તે તે મનુષ્યના કહેલા શાસ્ત્રોને માનવાથી તે તે મત તે તે નામે ઓળખાય છે એમાં નવાઈ જેવું નથી. એ જ રીતે દિગમ્બરો જો પોતાને જૈન તરીકે મનાવવા માંગતા હોય તો તેઓએ જિનેશ્વરનાં વચનોની હયાતી દેખાડવી જોઇએ, માનવી જોઈએ અને સાથે સાથે જિનેશ્વરનાં વચનોને પોતે માને છે એમ સ્વીકારવું જોઈએ.

## જિનવચનના અભાવે જૈનધર્મનો અભાવ

જ્યાસુધી દિગંબરો જિનેશ્વરનાં વચનોની હયાતી ન માને, ત્યાં સુધી તેઓએ માનેલો ધર્મ જૈનધર્મ તરીકે ઓળખી શકાય નહિ. કેમકે-

આચરણ અગર ચારિત્રરૂપી ધર્મ તે અભિધેયરૂપ છે, પણ અભિધાનરૂપ નથી. અર્થાત્ વાચ્યરૂપ છે, પણ વાચકરૂપ નથી. પણ ધર્મના વાચકરૂપે જો કોઈ પણ હોય તો તે વાસ્તવિક રીતે શ્રુત-ધર્મ છે, તે શ્રુતધર્મ જ્યારે જિનેશ્વર મહારાજે નિરૂપણ કરેલો ન હોય તો પછી તે ચારિત્રાદિક ધર્મ જિનેશ્વર મહારાજનો કહેલો છે, એમ કહેવાય નહિ.

આ વાત તો સહેજે સમજાય તેવી છે કે–વાચક શબ્દ સિવાય પદાર્થમાં જેમ વાચ્યપણું આવતું નથી, તેવી રીતે જિનેશ્વર મહારાજે નિરૂપણ કરેલો શાસ્ત્રરૂપ શ્રુતધર્મ ન હોય તો દિગમ્બરોથી કરાતા તપ, જપ ધ્યાન, પૂજા, વ્રત, પચ્ચક્ખાણ વગેરે સર્વ આચાર્યના શબ્દોનું જ વાચ્ય છે, એમ માનવું જોઈએ.

તેથી તે દિગમ્બરોના ધર્મને કોઈપણ મનુષ્ય જૈનધર્મ તરીકે, મધ્યસ્થ દૃષ્ટિ હોય તો, કહી કે ઓળખી શકે નહિ. દિગમ્બરોના ધર્મને સામાન્ય રીતિએ લોકોએ નગ્ન દેવને અને નગ્ન ગુરુઓને માનનારા ધર્મ તરીકે ઓળખેલ છે.

**શંકરાચાર્ય** સરખા અન્ય મતના આચાર્યોએ **શારીરિક ભાષ્ય** વગેરેમાં દિગમ્બરને ઉદ્દેશીને ખંડન કરતાં '**વિવસન મતનું ખંડન કરાય છે.**' એવા રૂપે જ વાક્યનો પ્રયોગ છે.

દિગમ્બરો જેમ પોતાના નગ્નપણા વગેરેના આચારથી દિગમ્બર-પણે લોક–લોકોત્તરમાં પ્રસિદ્ધ છે, તેવી જ રીતે દિગમ્બરો પોતાના વચનથી જ જિનેશ્વર ભગવાનનાં વચનોને નહિ માનનારા હોવા સાથે કેવલ આચાર્યોના વચનોને જ માનનારા હોઈ તેઓને આચાર્ય મતવાળા કહીએ તો ખોટું નથી.

# જૈન સાધુઓના આચારસંબંધી અજ્ઞાન-માંથી ઉદ્ભવેલા ગંદકી સંબંધી ગાંધીજીના વિકૃત વિચારો

## (રહસ્ય સ્ફોટ)

(૪)

[ભૌતિકવાદની પ્રબળ અસર તળે લોકહેરીના વિષમ માર્ગે ચાલી જનચાહના મેળવી ગયેલા તથા કથિત લોકલાડીલા નેતા તરીકે પ્રખ્યાત **ગાંધીજીના** મહા ઉચ્ચકોટિના ત્યાગ ધર્મની પરાકાષ્ઠા અને જયણા સંયમના પાયા પર દૃઢપણે ટકેલા જૈનસાધુઓના આચારની મૌલિક જાણકારી ન મળવાને લીધે આજથી ૪૫ વર્ષ પૂર્વે જાહેર કરેલા વિચારોની પોકળતા પૂ. આગમોદ્ધારકશ્રીએ સચોટ માર્મિક ભાષામાં તર્કબદ્ધ રીતે જાહેર કરેલ, તે આજે અજ્ઞાનમૂઢ નવ શિક્ષિત ગણાતા આપણા જ યુવકો-સુધારકોમાં ઘર કરીને બેઠેલ વિચારધારાને સુધારવા ઉપયોગી સમજી વ્યવસ્થિત રીતે લઘુ નિબંધરૂપે રજુ કર્યો છે. સં.]

**ગાંધી મોહનલાલ** એક જબરજસ્ત દેશનેતાં તરીકે દેશ-નેતાઓના વર્ગમાં ગણાય છે, જેઓ દેશની પ્રધાનતાને અગ્રપદ આપી વર્ણાચાર, કુલાચાર, ધર્માચાર અને સદાચાદ આદિ આત્મ-કલ્યાણ અને જનકલ્યાણની વસ્તુઓ નજીવી ગણીને અગર અનર્થ કરનાર છે, એમ ગણીને ઘેલા બનેલા છે તેઓ તેને નેતા કે આદરણીય માને તે નવાઈ ભરેલું નથી.

જગત્માં પ્રવર્ત્તતા જુદા જુદા ધર્મો ધ્યેયની અપેક્ષાએ એક બીજાથી વિરૂદ્ધ હોય છે અને સર્વ ધર્મવાળા પોતપોતાની માન્યતા પ્રમાણે પોતપોતાના ધર્મને અંગે **પ્રવર્ત્તક, 'સંચાલક'**,

ઉદ્ધારક, અને **રક્ષક**, આદિ તરીકે અગ્રગણ્ય માને અને **નેતા** આદિ તરીકે માને તેમાં કંઈ કોઈકોઈને અટકાવવા કે શાસિત કરવા શક્તિમાન્ નથી, તેથી સર્વ જગત્ સ્વ–સ્વ માન્યતાએ પ્રવર્તે, તો કોઇને કંઈ વાંધો ન હોય?

પરન્તુ જેઓ જગત્‌ના સર્વ પદાર્થોને નાશવંતા અને અનર્થ-કારક તરીકે માનવા સાથે નિત્ય અને કલ્યાણમય સ્વરૂપવાળા આત્માને માનતા હોય તેમજ સામાન્ય રીતે હિંદુ (હિંડુ) પણું જે આત્માને એક ભવથી બીજે ભવે અને બીજે ભવેથી ત્રીજે ભવે એટલે જુદા જુદા ભવો ભટકાવાવાળો માનવા રૂપ છે, તેને ધારણ કરવાવાળા હોવા સાથે શ્રીજિનેશ્વરમહારાજનું શાસન કે જે ત્યાગ-મય છે, તેને જ અર્થ તરીકે, પરમાર્થ તરીકે માનીને તે શિવાયની સર્વ વસ્તુને અનર્થ માનવા રૂપ યોગ્ય જૈનત્વને ધારણ કરનારાઓ—

દેશને નામે કે અન્ય કોઈપણને નામે વર્ણાચાર આદિને લોપનાર નાશ કરનારને.

દેશ, હિંદુત્વ અને જૈનત્વનું સત્યાનાશ વાળનારા માની, છાયા લેવા લાયક પણ નથી, એમ માને તેમાં કંઈ આશ્ચર્ય નથી.

પરંતુ જ્યારે કેટલીક વખત અસત્ય અને અયૌક્તિક બકવાદ કરવાને કેટલાક તૈયાર થાય છે ત્યારે તેમ કરનાર મનુષ્ય જગત્‌ને શ્રાપ સમાન થઈ પડે છે.

હમણાં હમણાં **ગાંધી મોહનલાલ કરમચંદ** પણ તેવી સ્થિતિમાં આવે છે.

કેમકે—પ્રથમ તેઓએ એક જૈન આગેવાન વ્યક્તિ પાસે સંખ્યા-બંધ કુતરાંને ગોળીથી ઠાર કરવાના કાર્યની અત્યંત ઉપયોગિતા જણાવી જૈન કોમની વિરૂદ્ધતા વ્હોરી હતી, બીજી વખત વાછરડાને ઝેરનું ઈન્જકશન આપી મરાવી નાખ્યો અને તે કાર્યને ધર્મ ગણાવી જૈન કોમની વિરૂદ્ધતા વ્હોરી હતી.

વળી હમણાં ગાંધીએ ગંધકીને નામે જૈન મુનિરાજોને હલકા પાડવાનું સુઝ્યું છે. પરંતુ સ્પષ્ટપણે કહેવું જોઇએ કે—જો તેઓ

અંશે પણ ન્યાયને લેવા યોગ્ય ગણતા હશે તો નીચેની વાત વિચારી પોતાની ભૂલ સમજીને સુધારી લેશે.

- ૦ કોઈપણ જૈન સાધુ પેશાબને સંઘરી રાખતો નથી.
- ૦ જૈન સાધુ તો પેશાબને બે ઘડી રાખી મ્હેલવાને મહાપાપ માને છે,
- ૦ જૈનસાધુ પેશાબને તાબડતોબ જમીન ઉપર નાંખી દે.
- ૦ જૈન સાધુ પેશાબને કે પાણીને પણ લીલી જગાપર પરઠવે નહિ.
- ૦ કુંડાં કુંડાં ભરીને પેશાબોની વાત કરનારે કેવલ ખોટીરીતે જૈન સાધુની નિંદા કરવાની દાનત રાખી ગણાય.
- ૦ અજ્ઞાની મનુષ્ય હોય તેજ શેર કે દોઢ શેરજ માય તેવી એક ન્હાની કુંડીને કુંડાં કહેવાને જીભ ચલાવે.
- ૦ જૈન સાધુ કોઈ દિવસ ખાલકુંડીઓ કે જે મહારોગોનું મૂલ છે તેનો આશ્રય લેતા નથી.
- ૦ જૈનેતરોના મઠો અને આશ્રયો આગળ જનાર તટસ્થ મનુષ્ય સ્પષ્ટ જાણી શકે છે કે-ગંદકીની પ્રચુરતા કયાં છે ?
- ૦ જૈન ઉપાશ્રય આગલ તો નદીની રેત કે મીલ અગર જીનની રાખ પણ પાથરવામાં આવે છે, કે જેથી રેલા ન ઊતરે અને ગંદકી ન થાય.
- ૦ જૈન સાધુઓ બળખો પણ છુટો નાંખતા નથી.
- ૦ જૈન સાધુઓ ખુલ્લી જમીન ઉપર થુંકતા નથી તેમજ થુંકેલું ખુલ્લું રહેવા દેતા નથી.
- ૦ જૈન સાધુઓ પાન ખાતા નથી અને પાનની પીચકારીયો પણ નાંખતા નથી.
- ૦ જૈન સાધુઓ પાણીનો ઉપયોગ ડોલે ડોલે કે લોટે-લોટે કરતા નથી.

ઉપર જણાવેલ વગેરે વસ્તુઓ વિચારીને **ગાંધીએ** જૈનસાધુઓ અંગે ગંદકી માટે પોતાના જાહેર કરેલા વિચારો પલટી લેવા જોઇએ.

---

# ધર્મની મહત્તા

(૫)

[પૂજ્યપાદ બહુશ્રુત આગમવાચનાદાતા આગમમંદિર-સંસ્થાપક ધ્યાનસ્થ સ્વર્ગત પૂજ્ય આગમોદ્ધારકશ્રીએ વિ.સં. ૨૦૦૦ના ગોડીજી જૈન ઉપાશ્રયમાં ચાતુર્માસના મંગલ પ્રવેશ પ્રસંગે ફરમાવેલ ધર્મની ઝીણવટભરી છણાવટવાળું સુંદર માંગલિક પ્રવચન કરેલ. જે હાલના કાળમાં ખૂબજ મનનીય અને ઉપયોગી ધારી વ્યવસ્થિત રીતે રજૂ કરેલ છે.
સં.]

**મુંબઈ-શ્રી ગોડીજી જૈન ઉપાશ્રયના વિશાળ વ્યાખ્યાન હોલમાં**

**પ.પૂ. આગમોદ્ધારક આચાર્યદેવશ્રીનું**
**પ્રથમ મંગળ-પ્રવચન**

**આર્યપ્રજાની માન્યતા**

શાસ્ત્રકાર મહારાજા આચાર્યદેવ શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા ભવ્ય જીવોના ઉપકારને માટે ધર્મોપદેશ કરતા થકા સૂચવી ગયા કે-

આ સંસારમાં આર્યપ્રજા જન્મથી, સંસ્કારથી અને વર્તનથી ધર્મનીજ ઇચ્છાવાળી હોય છે. કોઇ પણ આર્ય મનુષ્ય, અધર્મ કરતો હોય તો પણ અધર્મ કરવામાં રાજી હોતો નથી. આર્ય મનુષ્ય ધર્મ ઓછો પણ કરે, પરંતુ ઓછો પણ થયેલો ધર્મ હૃદયને સંતોષ આપનારો થાય છે. આવી સમજ-બુદ્ધિને ધરનારો આર્ય મનુષ્ય અધર્મને ખરાબ ગણે અને ધર્મને સારો ગણેજ!

ધર્મ તરફના એના વર્તનથી પોતાનું હિત થતું જાણી ખુશી અને અધર્મ થતો હોય ત્યારે એવાને હૃદયમાં ડંખ કે ગ્લાનિ થયા સિવાય રહેજ નહિ, ત્યારે વિચારો! ધર્મને માનવામાં-ધારવામાં

હૃદયને સંતોષ થાય અને અધર્મને માનવામાં-ધારવામાં જ્યારે અસંતોષ રહે, ત્યારે જ હૃદયની ખરી સ્થિતિ કઈ છે? તે નક્કી થાય. હૃદયની ખરી સ્થિતિ એજ **ધર્મ પ્રત્યે પ્રેમ અને અધર્મ પ્રત્યે રોષ.**

**આ બે વસ્તુ આર્યપણાને પામેલ દરેક પ્રજામાં નક્કી થઈ જવી જોઇએ.**

**નકલ કોની નીકળે?**

જ્યારે એકજ પદાર્થની પાછળ અનેકોની પડાપડી હોય-ખરીદી માટે દરોડો પડતો હોય, ત્યારેજ તેની હજારો નકલો નીકળી આવે છે. નકલો કયા પદાર્થની બને? કે જેની કીંમત દુનિયામાં વધારે પ્રમાણમાં હોય. ધૂળની, માટીની, તાંબાની પીત્તળની કે લોખંડની નકલો કેમ નીકળતી નથી? કેમકે તેની જગતને બહુ કીંમત નથી. જ્યારે સોના-ચાંદી-હીરા-માણેક-મોતી વિગેરેની ઢગલાબંધ નકલો આજે નીકળી પડી છે.

જે પદાર્થ કીંમતી હોય, તેનીજ નકલ દુનિયામાં વધુ પ્રવર્તે, જે પદાર્થની દુનિયામાં કીંમતજ હોતી નથી અગર ઓછી હોય છે તેની નકલ નિકળતી નથી.

હવે આપણે પહેલાં એ નક્કી કરવું છે કે-**'ધર્મ કીંમતી છે કે નહિ'** જો ધર્મ કીંમતી ન હોય તો જગતમાં તેની નકલ હોય નહિ.

**જ્યારે એકના ભોગે અનેક વસ્તુઓની પ્રાપ્તિ થઈ શકતી હોય, ત્યારે સમજવું જોઇએ કે—તે અનેક વસ્તુઓ કરતાં એકજ કીંમતી છે,** એમ જરૂરી ગણી શકાય.

**ભાગ્યનોજ પ્રતાપ**

અહીં જન્મને અંગે વિચારીએ.

જન્મ્યો છે તે તો ચોક્કસ! નાસ્તિક હોય કે આસ્તિક હોય પણ જન્મનું સ્થાન પામ્યો છે, તેમાં તો શક નથી.

જન્મ કોનો?

જન્મ એ પિતાની પ્રાર્થનાનો, માતાના મનોરથનો કે છોકરાની ઇચ્છાનો?

અગર પિતાએ કોઈ દૂર ઉભેલા સ્વરૂપવાન છોકરાને જોઇ તેવા છોકરા માટે પ્રાર્થના કરી? કે માતાએ કોઈ રખડતા છોકરાને જોઇ તેવા છોકરા માટે મનોરથ સેવ્યા?

શું કોઈ છોકરાએ એવું ઇચ્છયું, કે–હું આવી માને પેટે જન્મું તો સારૂં!

આવા જુદા જુદા વિચારોનો અમલ થાય ખરો? આ બધો પ્રતાપ કોનો? કોના પ્રભાવનો? ભાગ્યના પ્રતાપનો જ જન્મ કહી શકાય.

હવે એ ભાગ્યના પ્રભાવમાં આપણી પોતાની સ્થિતિ પોતાપણામાં જ રહે તો માનવ જન્મની કિંમત આપણને ન જ થાય.

જેમ પાદશાહ સાહ્યબીમાં જન્મ્યો, સાહ્યબીમાં ઉછર્યો અને સાહ્યબીમાં વર્ત્યો, તેવા સુખી પાદશાહને દરિદ્રની દશાનો વાસ્તવિક ખ્યાલ ક્યાંથી આવે?

જગતને સમગ્ર દૃષ્ટિએ જો જોવામાં આવે–વિચાર કરવામાં આવે તો જ વાસ્તવિક સ્થિતિ સમજી શકાય.

(પોતાની સ્થિતિનો જગતની દૃષ્ટિએ વિચાર કરવા માટે અત્રે પાદશાહ અને દુબળા-ભીખારીનું ખાજાનું દૃષ્ટાંત આપ્યુ હતું.)

## મનુષ્યપણાની કિંમત

બાદશાહ જન્મ્યો સુખમાં, ઉછર્યો સુખમા અને વર્ત્યો સુખમાં. જેથી તેને બીજાની દરિદ્રતાની કીંમત નથી.

તેમ આપણે મનુષ્ય જન્મ પામ્યા છીએ, ઉછર્યા છીએ પણ મનુષ્યપણામાં, અને વર્ત્યા છીએ પણ મનુષ્યપણામાં, આથી આપણને મનુષ્યપણાની કીંમત નથી.

આપણી જાતની અપેક્ષાએ ચાલીએ તો મનુષ્ય જન્મની કિંમત નથી. જ્યારે જગતની દૃષ્ટિએ ચાલીએ-તપાસીએ ત્યારે જ મનુષ્ય-ભવની વાસ્તવિક કિંમત માલમ પડે.

જ્યાંસુધી આપણે જગતની દૃષ્ટિએ ન જોઈએ ત્યાં સુધી મનુષ્ય-ભવની કિંમત આપણને ન સમજાય.

તમે જે રીતે જન્મ્યા છો! અને હાલ જે સ્થિતિમાં છો! તે જોતાં મનુષ્યભવની કિંમત ન જ સમજી શકો, તે બરાબર છે. એથી તમે સૌ કોઈ પોતાને નહિ જોતાં જગતની દૃષ્ટિએ જોતાં શીખો.

## જૈનો જીવ કોને માને?

જૈનો 'જીવ' શબ્દને કેટલો વ્યાપક માને છે? અને અજૈન એ જીવ શબ્દને કેટલો સંકુચિત રાખે છે? અજૈન શું લેવાના? કીડી મંકોડી વિગેરે હાલતા-ચાલતા જીવોથી શરૂઆત કરવાના, પૃથ્વી, વાયુ-વનસ્પતિ આદિ કાયોને એ જીવ નહિ માની શકે.

તમે જૈન છો! પણ કાળીઆની જોડે ધોળીઆને બાંધો તો વાન નહિ આવે, પણ સાન તો જરૂર આવશે. તેવી રીતે તમે તેમના સંસર્ગમાં રહી હાલતાં-ચાલતાને જીવ માની લેવા લાગ્યા, આવી માન્યતાવાળાને જૈન કહેવાય? એ તો જૈનેતરનું જ વચન ગણી શકાય. એ તો તેઓ જ બોલી શકે.

પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિને કાઢી નાંખી ફક્ત ત્રસ જીવોને જ જીવ માનવાનું જૈનને કદી પણ પાલવે નહિ, હવે આગળ વધીએ.

પ્રશ્ન—જીવ કોને કહેવાય?

ઉત્તર—શરીર ધારણ કરવાવાળો માત્ર જીવ.

તમોએ કહેવામાં–બોલવામાં જૈનપણું રાખ્યું, પણ જીવની ઓળખમાં જૈનપણું ગુમાવી દીધું છે, એટલે કે જૈનેતરપણાના વિચારોએ તમારા ઘરમાં સ્થાન મેળવ્યું છે, જેટલા શરીરધારી એટલા જીવ એવું કોઈદી કહ્યું ખરૂં ? કોઈ ને કોઈ રૂપે શરીર તો ધારણ કરેલાં જ છે. તમો સરસવ જેટલાને જીવ માનો છો અને મેરૂ જેટલાને ફેંકી દેવાની વાત કરો છો.

એક બાજુ જગતની જેટલી ઇંદ્રિયોના જીવો–દેવતા, નારકી, મનુષ્ય બધાને રાખો અને બીજી બાજુ કંદમૂળાદિ સોયની અણી ઉપર આવે તેટલા રાખો અને જ્ઞાની મહાત્માને પૂછો કે–જીવ શામાં વધારે છે? તો પણ કંદમૂળાદિ અનંતકાયમાં જીવ વધારે છે, તેવું જ કહેશે અને તે કેટલા ગુણો? તો કે અનંત ગુણા.

આ બધા મેરૂ જેટલા જીવોને તો તમોએ જીવમાંથી જ બાતલ કરી નાખ્યા, જૈનેતરો કે જેઓ પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વર્તમાનમાં વિજ્ઞાનથી સિદ્ધ એવી પણ વનસ્પતિને જીવમાંથી કાઢી ફક્ત ત્રસ જીવોને જ જીવ માનવા લાગ્યા અને તમે જૈન હોવા છતાં પણ તેમની જ માન્યતામાં રહેવા લાગ્યા, પરંતુ જેટલા શરીરધારી તેટલા બધાને જીવો ગણી શકાય, પણ આ બધું તમને ક્યારે સમજાય? જ્યારે સાચા જૈનો બનો ત્યારે.

## જગતની દૃષ્ટિએ જોતાં શીખો

આપણે મનુષ્યપણું પામ્યા અને આ બધા જીવો લટકતા રહ્યા, એનું કારણ શું ?

પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ, પશુ, પંખી વિગેરે બધા જીવો છતાં એમને મનુષ્યપણું મળ્યું નહિ અને આપણને જ મળ્યું, એનું કારણ તપાસો, આપણને મળેલું મનુષ્યપણું કેટલી મુશ્કેલીવાળું છે–એ ત્યારેજ સમજાય કે જ્યારે બીજા જીવોનો વિચાર કરતાં શીખીએ?

મનુષ્ય પોતાની સ્થિતિમાં રહી અન્ય જીવો તરફ દૃષ્ટિ સરખી પણ ન કરે તો તેને અન્યની મુશ્કેલીનો ખ્યાલ જ ક્યાંથી આવે?

માટે જગતની દૃષ્ટિએ દરેક વસ્તુનો ખ્યાલ કરવો જોઈએ અને એમ બને તો જ વાસ્તવિક સ્થિતિ સમજી શકાય.

## ધર્મ એ મહાન કીંમતી ચીજ

પરંતુ એ મનુષ્યપણું મળ્યું કોના પ્રતાપે? શું આપણે આપણી ઈચ્છાપૂર્વક તેને મેળવ્યું છે? એનો જવાબ એ જ હોઈ શકે કે આપણને મનુષ્યપણું મળ્યું છે, તે આપણા જ પુણ્યના પ્રતાપે આર્યક્ષેત્ર, ઉત્તમ કુળ, ઉત્તમ જાતિ, પંચેદ્રિય-સંપૂર્ણતા, લાંબુ આયુષ્ય અને દેવ-ગુરૂ-ધર્મનો યોગ, આ બધું શાને આભારી? કહેવું જ પડશે કે 'ધર્મને આભારી.'

ત્યારે હવે આ બાબતમાં સ્પષ્ટ કહી શકાય કે-દરેક ચીજ કરતાં ધર્મ અનેકગણો કીંમતી છે. એક ચીજથી અનેક સુખી ત્યારે તે ચીજ કીંમતીમાં કીંમતી ગણી શકાય. હવે ધર્મ જ્યારે કિંમતીમાં કીંમતી છે, ત્યારે તેની જ પાછળ નકલીનો દરોડો હોયજ, **જે માલના ઘણા ગ્રાહકો હોય તેની નકલોનો દરોડો ફાટયા સિવાય રહે પણ નહિ.**

ધર્મ આ-લોક તેમજ પરલોકનું સુખ આપે છે, ધર્મ જેમ મોક્ષ ફળને આપનાર બને છે, તેમ દુનિયાદારીની ચીજો કંચન, કામિની, કુટુંબ, કબીલો અને કાયાને પણ આપનાર બને છે. દુનિયાની સર્વ સમૃદ્ધિને આપવાની એ તાકાતવાળો હોય છે.

આવા ધર્મની પાછળ નકલીઓનો દરોડો હોય જ.

**જે માલના ઘણા ગ્રાહકો હોય તેની નકલોનો દરોડો ફાટયા સિવાય રહે પણ નહિ.**

ધર્મ આ લોક તેમજ પરલોકનું સુખ આપે છે, ધર્મ જેમ મોક્ષ ફળને આપનાર બને છે, તેમ દુનીયાદારીની ચીજો કંચન, કામિની, કુટુંબ, કબીલો અને કાયાને પણ આપનારો બને છે. દુનિયાની સર્વ સમૃદ્ધિને આપવાની તાકાતવાળો એ હોય છે.

આવા ધર્મની પાછળ નકલીઓનો હરોળ હોય એમાં નવાઈ જેવું કંઈ નથી.

**સાચા ચોકસી બનો**

પરંતુ સાચા ધર્મ અને તેની નકલને ઓળખતાં પ્રથમ શીખવું પડશે.

દુનિયાદારીમાં રહેલો શાક પણ તપાસીને લેને ? છતાં ખરાબ નિકળે, તો તેનો દિવસ બગડે છે, તેવી રીતે ભોજનનું પણ બને છે.

**અથાણું બગડે તો તેનું વરસ બગડે છે**

**લગ્ન કરવામાં છેતરાય તો ફક્ત આ ભવ જ બગડે છે, જ્યારે ધર્મ લેતાં ઠગાય તો તેના ભવોભવ બગડે છે. ધર્મ** કિંમતી માટે જ તેની થપ્પડ પણ કિંમતી; એટલે ભવોભવ સુધી યાદ રહી જાય એવી.

જે સોદામાં થપ્પડ આવાથી વધારે નુકશાની થતી હોય તે સોદામાં વધારે સાવચેતી રાખવી પડે છે.

શાક લેવાને માટે બજારમાં સામાન્ય નોકરને મોકલાય છે, દાગીનાની ખરીદી માટે ભાઈને મોકલાય છે, અને ઝવેરાતનો વેપાર કરવો હોય તો ? તો તો જાતેજ જવું પડે.

કેમકે ત્યાં ઠગાય તો જબરું નુકશાન સહન કરવું પડે, અને વખતે પેઢી પણ ડુલી જાય; તો પછી જ્યારે તમો આ લોકના કાલ્પનિક સુખને મેળવવા માટે આટલી ચોકસાઈ રાખો છો ? તો પછી પરલોકના અ-વ્યાબાધ સુખને-એટલે શાશ્વત સુખના ધામરૂપ મોક્ષ નગરીને બતાવનાર ધર્મને મેળવવા માટે કેટલી ચોકસી રાખવી પડશે ?

**નકલીઓથી સાવધાન**

ધર્મ સૌથી વધારે કિંમતી હોવાથી તેની આજે નકલો કરનારા ઘણા ફુટી નીકળ્યા છે.

કયું સાચું કે કયું ખોટું ? એ પારખવું આજે સામાન્ય માણસ માટે તો મુશ્કેલ થઈ પડ્યું છે. સાચાં મોતી, માણેકની દુકાનો કરતાં આજે કલ્ચર-માણેકની દુકાનો ઠેર ઠેર નજરે પડે છે, ખોટાનો દરોડો હોય તેથી શું સાચા ઝવેરીએ પોતાનો વેપાર છોડી દેવો ?

નકલીના દરોડાને દેખી મૂળ વસ્તુને છોડી દેવી ? કલ્ચરને જોઈ સાચા મોતીનો ધંધો છોડી દેવો ? એવું કદી બને ખરું ? અને એથી ગભરાઈને કોઈએ વેપાર છોડ્યો ખરો ? કે સાવચેતી વધારી ? ઈમીટેશન દેખીને કોઈએ ચોકસીપણું કે ઝવેરીપણું છોડ્યું નથી, પણ સાવચેતી વધારી છે.

## ધર્મના ફાંટા દેખી દૂર રહેનારાઓને

એવી જ રીતે આજે ધર્મના અનેક ફાંટાઓ હોય, છતાં એથી કંટાળો લાવવો જોઈએ નહિ, પણ પરીક્ષકે બની સાચા-ખોટાને પારખતાં શીખવું જોઈએ.

કોઈ કાંઈ કહે છે, કોઈ કંઈ કહે છે, આપણને એમાં ખબર પડે નહિ: આપણે ઊંડા ઉતરવું નહિ અને કોઈ ઠેકાણે જવું પણ નહિ, આવી જાતના વિચારો કરવામાં આવે તો તેનો શો અર્થ ?

ઈમીટેશન દેખી ઘરનું સાચું ફેંકી દેવું એમ ? સાચા ખોટાની કોને ખબર છે ? એવી માન્યતાને ધરનારો કેવો કહેવાય ? ઈમીટેશનની પ્રવૃત્તિ દેખી સાચા હીરાને ફેંકી દે-એ કેવો ગણાય ?

જો આપણે તેને મૂર્ખ ગણીએ-અણસમજુ ગણીએ, તો પછી ધર્મના ફાંટા દેખી દૂર રહેનારા અને સત્ય વસ્તુને મેળવવાથી વંચિત રહેનારા કયી સ્થિતિમાં ગણાય ?

## બારીક બુદ્ધિથી ધર્મને તપાસો :

આ માટે શ્રી હરિભદ્રસૂરિજી મહારાજાએ ચોકખું જણાવ્યું છે, કે જેઓને ધર્મની ઇચ્છા હોય-તેઓએ ધર્મને બારીક બુદ્ધિથી જોવો.

બજારમાં શાકના ઢગે-ઢગ પડ્યા હોય, તેના ડીંટા પણ પડ્યા હોય, ત્યાં ખરીદી કરતાં દરકાર ન કરીએ તો ચાલે, પણ કીંમતી ચીજની ખરીદી કરતાં દરકાર કર્યા વગર ચાલતું નથી, પરીક્ષા કર્યા વગર આંખ મીંચી કીંમતી ચીજ ખરીદાય? બોર-જાંબુ વિગેરે અંધારામાં ખરીદાય, પણ ઝવેરાત-હીરા-મોતી વિગેરે અંધારામાં ખરીદાય?

ઝવેરાત ખરીદવા માટે તો આઈ-ગ્લાસ દિવસે પણ રાખવા પડે છે. કેમકે કિંમતી—તેથી પરીક્ષાનો અવકાશ. એવી જ રીતે ધર્મ કીંમતીમાં કીંમતી ચીજ હોવાથી તેને સૂક્ષ્મદ્રષ્ટિથી જોવાની આજ્ઞા ભગવાનશ્રી હરિભદ્રસૂરિજીએ ફરમાવી.

## દ્રષ્ટિ-દોષ

જેમ સૂર્યને સૂક્ષ્મ દ્રષ્ટિથી જોવાની જરૂર રહેતી નથી, કેમકે તે તો સ્વયં પ્રકાશમાન હોવાથી સર્વત્ર પ્રકાશને ફેલાવે છે, તેમ ચંદ્ર પણ સ્વયં પ્રકાશિત છે.

સૂર્ય અને ચંદ્ર પાછળ નકલીનો દરોડો નથી, પરંતુ જ્યારે આંખમાં રોગ થયો હોય ત્યારે તે પણ એકથી અધિક દેખાય; તેમ દ્રષ્ટિમાં રોગ થાય ત્યારે એકની એક ચીજ અનેક રૂપમાં દેખાય.

તેવીજ રીતે જ્યાં નકલીની ભેળસેળ હોય ત્યાં ખરી વસ્તુ ઓળખવી મુશ્કેલ થઈ પડે છે.

## મૂળ વસ્તુને કદી ન છોડો

એવીજ રીતે ધર્મનો પ્રકાશ પણ સ્વયં ઓળખાઈ શકે છે.

જો કે તેની નકલો કરનારા ઘણા હોય છે, પરંતુ નકલ કરવામાં તેને દંભ અને બનાવટો ઘણી કરવી પડે છે, અને એ નકલ કરનારાઓને આડંબરો, ખોટી ધામધૂમો, ખટપટ અને કાવાદાવા જ કરવાના હોય છે, તેમાં ભોળા અજ્ઞાન જીવો દીવાના પતંગીયાની માફક ઝંપલાય છે.

જ્યારે તેઓને સત્ય વસ્તુનું ભાન થાય છે ત્યારે તેઓ ખરેખરા પોક મુકીને રડી ઉઠે છે, અને ફરી સામું જોવા કે સાંભળવાની પણ દરકાર કરતા નથી. એટલે ઈમીટેશન-નકલ કરનારથી સાવધ રહી ખરા મૂળ ધર્મને નહિજ છોડવો જોઇએ.

## ધર્મને માથે ધૂળ ઉડાડનારા

ધર્મ પણ આજે નકલીપણાથી વીંટળાયેલો છે, ત્યારે જ બારીક બુદ્ધિથી જોવાની-આજ્ઞા ફરમાવી છે.

જે આર્યપ્રજા ધર્મને સારો અને ઉચ્ચ ગણનારી અને અધર્મને ખરાબ તથા નીચ ગણનારી એજ આર્યપ્રજાનાં સંતાનો આજે ખરા ધર્મને માથે ધૂળ ઉડાડનારા પાકયા છે.

ચોપડીઓમાં-ઈતિહાસમાં વાંચ્યું હશે કે-લડાઈઓ ઘણી થઈ, તેમાં જર, જમીન અને જોરૂની લડાઈ શિવાય બીજું કાંઇ વાંચ્યું છે? ધર્મના ઝગડા કદી વાંચ્યા છે? મહાભારતનું યુદ્ધ કે રામ-રાવણનું યુદ્ધ કોને આભારી? શું ધર્મ માટે થયેલ છે? ઘણાં યુદ્ધો થયાં, તેમાં મોટે ભાગે રમા અને રામા માટેનાં જ હોય છે. ધર્મને માટે હોતાં નથી.

પરંતુ દુનિયાનો સામાન્ય નિયમ છે કે-પોતાના છોકરાનો વાંક હોય તો શોકયના છોકરાને માથે નંખાય છે.

એવીજ રીતે આપણામાં પણ એવા કેટલાક ખરા ધર્મથી વંચિત રાખવામાં અને નકલીમાં ભેળવી દેવામાં કાબેલીયતપણું ભોગવી રહ્યા છે, એવાઓ ધર્મનો ધ્વંસ કરનાર હોય છે.

એવી બહુરૂપી ટોળીથી જનતાએ સાવધ રહેવા જેવું છે. દિન-પ્રતિદિન વેપારની-ઘરની અને બીજી ધમાચકડીઓ કે લડાઇઓનો હીસાબ નથી, પણ ધર્મમાં મતભેદ જરા ઉભો થાય તો તેને ધર્મની લડાઇઓ ગણાવે? જાણે કે ધર્મસ્થાન એ તો બોડી બામણીનું ખેતર, જે આવે તે લણે!

એવી બીજી ઢંગલાબંધ લડાઇઓ વાંચતા–સાંભળતા છતાં ધે
વાતોને લડાઇમાં ગણાવી–લખી મારે એવાઓનો આશય જૈનસ
ધર્મરૂચિથી અળગા કરવાનો–ધર્મહીને બનાવવાનો હોય છે
શિવાય એમનો ધંધોજ નથી.

રમા–રામાની લડાઇ, વેપારની લડાઈ, હક્કની મારામારી વિ
લડાઈ- એવા પુસ્તકો કેટલા લખ્યાં ?

આતો દુનિયાની મૂર્ખાઈનો–ભોળપણનો–અજ્ઞાનતાનો
લડવાવાળા ઉઠાવે છે, ઉપરથી આવી લડાઇઓને ધર્મયુદ્ધ કો
ધર્મને રસાતળ પહોંચાડવાનો, લોકોને ધર્મને નામે ઠગ
બીજો રસ્તો નથી.

**ધર્મના પડીકા વેચવાવાળા**

આર્ય દેશમાં–આર્ય પ્રજામાં જન્મેલાઓ આ ધર્મ ઉપર
શી રીતે દઈ–સાંભળી કે ચડાવી શકે છે? લડાઈઓમાં જેનું
નિશાન નહિ, લગભગ ચાલીશ લડાઈઓ થઈ, તેમાં ધર્મની
કદાચ અનાર્ય પ્રજા ધર્મની ગણે, પણ આર્યપ્રજા કેમજ કહી

આ માટેજ ભગવાન **શ્રીહરિભદ્રસૂરિ મહારાજને**
પડયું છે કે–**ધર્મ કરવાની ઇચ્છાવાળાએ ધર્મને બ**
**બુદ્ધિથી જોવો.** ધર્મની ક્રિયા કરવામાં બારીક બુદ્ધિ નહિ ર
તો એમ થશે કે હું ધર્મ કરૂ છું; પણ વાસ્તવિક તે ધર્મ
નહિ હોય.

આજે એવા ઇમીટેશન ધર્મના પડીકા વેચવાવાળા ઘણા નીકળ
અને કહી રહ્યા છે કે–"**જાઓ તમે ધર્મી, જાઓ તમે અધ**
**સર્ટીફીકેટ આપતાં પહેલાં પોતાની સ્થિતિનો જરા જ**
**પણ ખ્યાલ રખાય–તો આમ બને ખરૂં ?**

**ઘરનાંજ સર્ટીફીકેટો દેનારા**

દુનિયાના સર્ટીફીકેટો દેતાં પહેલાં પરીક્ષા પસાર કરવી પ
તો ધર્મી–અધર્મીના સર્ટીફીકેટો દેતાં પહેલાં ધર્મના શાસ્ત્રોના પા
થવું પડશે કે નહિ ?

પરંતુ તેનો જરા જેટલો વિચાર કર્યા વગર આજે ધરના સર્ટીફીકેટો દેનારા ઘણા નીકળ્યા છે.

આવાઓના ફંદામાં ફસાતા આત્માઓની દેખાવમાં તો આરાધના રહેશે, પણ સમ્યક્ત્વનો તો નાશજ થશે.

બુદ્ધિ-ધર્મની-સમ્યક્ત્વની-આજ્ઞાની હોય, ત્યાં આજ્ઞા વિરૂદ્ધ કેમ વર્તાય ?

(અત્રે આને અંગે શાસ્ત્રીય દ્રષ્ટાન્ત આપ્યું હતું.)

**વૈયાવચ્ચ, એ મહાન ગુણ :**

આચાર્ય-મહારાજે કોઈક વખતે વૈયાવચ્ચની પ્રશંસા કરી તો એમ સમજી લેવાનું નથી કે, જ્ઞાન-ચારિત્ર અને તપની ગૌણુતા કરી, જેનો જે વખતે અધિકાર ચાલતો હોય તેને ઉદ્દેશીને ખાસ કહેવામાં આવે છે, તમારામાં જેમ લગન વખતે ગીત તો પરણુનારનાજ ગવાય છે કે બીજાના ? તો એમ નથી સમજી લેવાનું કે બીજા ભાઈઓની ગૌણુતા કરી, કે બાકીનાને ઓળવ્યા ? એ રીતે અહીં સમજવું.

આ જગતમાં ધર્મ-આરાધન કરવાના અસંખ્ય માર્ગો છે, અસંખ્ય યોગો છે, એ બધામાં એકજ યોગ છે કે જે માટે ખૂબખૂબ જ્ઞાની-મહાત્માઓને પણ લખવું પડ્યું છે.

દર્શન-જ્ઞાન અને ચારિત્રના ફળો મેળવેલાં કોઈ, દિ ફોગ પણ જાય.

દર્શન આવેલું પણ ચાલ્યું જાય. જ્ઞાન મેળવેલું પણ ઉધું પરિણમે, ચારિત્ર આવેલું પણ નાશ પામે. પરંતુ કરેલી વૈયાવચ્ચનું ફળ તો કદીજ અફળ જતું નથી.

આ બધું ધ્યાનમાં રાખજો, તમારી દરેક ક્રિયા પ્રત્યે ધ્યાન રાખો તો આપોઆપ તમને સમજાઈ જશે.

**ભગવાનને કોણ માની શકે ?**

આ સંબંધમાં **ભગવાન ગૌતમસ્વામી, ભગવાન મહાવીર મહારાજના** મોઢેથી-એક વાક્ય બોલાવે છે.

ભગવાન કહે છે–ગ્લાનની–માંદાની માવજત કરનારો હોય તેજ મને માનનારો અને મને માનનારો હોય તે જરૂર માંદાની માવજત કરનારો હોય.

આવી રીતે આચાર્ય મહારાજે વૈયાવચ્ચને ઉદ્દેશી ઉપદેશ આપ્યો, એટલે બધી વસ્તુઓ પડવાવાળી બની પણ જાય છે, પણ વૈયાવચ્ચ એ એવી વસ્તુ છે કે–જે નિષ્ફળ જાય નહિ.

ચક્રવર્તી છ ખંડનો માલિક કહેવાય, જેને દેવતાઓ પણ ન જીતી શકે–તેટલી બધી તાકાત એ ધરાવતા હોય, પણ તેઓ પણ વૈયાવચ્ચવાળાને જીતી શક્યા નહિ.

આચાર્ય મહારાજે વૈયાવચ્ચને અંગે જે વસ્તુ જણાવી તે અંગે દ્રષ્ટાંત–ભરત, બાહુબળીજી પણ પાંચે યુદ્ધમાં ચક્રવર્તીને જીતી ગયા છે. એ વસ્તુને સાંભળવાથી પણ કલ્યાણ થાય છે.

તે કાળમાં આજના જેવી વાડાબંધી નહિ હતી, એક ભાઈને વૈયાવચ્ચનું પચ્ચક્ખાણ હતું. ઉપાશ્રયો પણ પાંચસો હતા. રોજ દરેક ઠેકાણે વૈયાવચ્ચ કરી આવતો. (અહીં પૂ. આચાર્યશ્રીએ લંબાણથી દ્રષ્ટાંત આપ્યું હતું.)

## વાડાબંધીનું પરિણામ

આજે વાડાબંધીના પરિણામે દશા એ થઈ રહી છે કે ધર્મની બુદ્ધિ હોવા છતાં પરિણામે ધર્મનો નાશ થઇ રહ્યો છે—કેમકે નકલીઓનો જ્યાં દરોડો હોય, ત્યાં કલચરના તેજમાં અંજાઈ જઇ સાચી વસ્તુને ખોટી માની છોડી દે છે. આથીજ ભગવાન **હરિભદ્રસૂરિને** વારંવાર કહેવું પડ્યુ કે **સર્વ વસ્તુઓનો આધારભૂત ધર્મ છે.** પણ **બુદ્ધિશાળીએ પણ ધર્મની બારીકબુદ્ધિથી પરીક્ષા કરવાની જરૂર છે.**

હવે ધર્મની બારીક બુદ્ધિથી પરીક્ષા કઇ રીતે થાય ? ધર્મનું લક્ષણ



[પૂ. આગમધર, આગમસમ્રાટ, બહુશ્રુત, ગીતાર્થસાર્વભૌમ, આગમ-વાચનાદાતા, **ધ્યાનસ્થ સ્વર્ગત પૂ. આગમોદ્ધારકશ્રીએ** પૂર્વ-જન્મની વિશિષ્ટ આરાધના-બળે શ્રુતજ્ઞાનના વિશિષ્ટ ક્ષયોપશમથી આગમિક અનેક રહસ્યોનું ઉદ્ઘાટન વ્યાખ્યાનો લેખો, નિબંધો, વાચનાઓ, પ્રશ્નોત્તરો આદિ દ્વારા અધિકારી જીવોના હિતાર્થે કરેલ છે.

તેમાંથી "**આગમ જ્યોત**"ના ત્રીજા પુસ્તકમાં મનનીય નિબંધો, ટુંકા લેખો-કે જે જિજ્ઞાસુઓને આગમિક રહસ્યના પથ-દર્શક હોય છે તેવા સંકલિત કરી અર્પાય છે.

આ મુજબ **પૂ. આગમોદ્ધારકશ્રીના** મુદ્રિત-અમુદ્રિત બહોળા સાહિત્યમાંથી તાત્ત્વિક-દૃષ્ટિની કેળવણી કરી શકે તેવા માર્મિક લેખો, નિબંધોનું સંકલન અહિં રજુ કર્યું છે.

વિવેકી તત્ત્વદૃષ્ટિવાળા પુણ્યાત્માઓએ ગીતાર્થ જ્ઞાનીની નિશ્રામાં આ સંગ્રહના પરમાર્થને સમજવા પ્રયત્ન કરવો.]

## મનક મુનિના મહત્તા
## શ્રી દશવૈકાલિક સૂત્રની રચના
## જેમના માટે થઈ તે પુણ્યવાનનો
## અદ્વિતીય પરિચય

(૨)

[ જિનશાસનના અસ્તિત્વના મૂળ આધારભૂત સંયમ ધર્મના પ્રતિપાદક અને પાંચમા આરાના અંત સુધી ટકનારા **ચાર મૂળ સૂત્રો** પૈકી સૌથી વધુ મહત્વનું સાધુ જીવનમાં પ્રવેશ કરતાં સર્વ પ્રથમ જેનું જ્ઞાન યોગવહનની મર્યાદા સાથે મળે છે, તે કદમાં નાના છતાં અર્થગંભીર **શ્રી દશવૈકાલિક સૂત્રની** સંકલના ચૌદ-પૂર્વધારી શ્રુતકેવલી **શ્રી શય્યંભવસૂરીશ્વરજી મહારાજે** સંસારી પુત્ર **શ્રી મનકને** પ્રવ્રજ્યા આપ્યા પછી શ્રુતના ઉપયોગથી છ મહિનાનું ટૂંકું આયુ શેષ જાણી તેના આત્મ-હિતાર્થે કરી.

તે મહાપુણ્યશાળી **શ્રી મનક** મુનિનો અદ્વિતીય મહત્વપૂર્ણ પરિચય આગમધર, સૂક્ષ્મતત્ત્વ-વ્યાખ્યાતા **પૂ. આગમોદ્ધારકશ્રીએ** સૂક્ષ્મ તાત્ત્વિક પ્રતિભા બળે લખેલ નિબંધ જિજ્ઞાસુઓના લાભાર્થે વ્યવસ્થિત કરી રજુ કર્યો છે. સં. ]

જૈન-જનતામાં **દશવૈકાલિક** નામનું સૂત્ર ખૂબ પ્રસિદ્ધ છે.

જો કે તે **દશવૈકાલિકસૂત્ર** જે મુનિમહારાજને માટે શ્રુત-કેવલી મહારાજ **શ્રી શય્યંભવસૂરિજીએ** ઉદ્ધર્યું છે, તે મુનિ-મહારાજની દીક્ષાની અને સૂત્રને અધ્યયન કરવાની વય માત્ર આઠ વર્ષની જ છે એટલે કે તે **શ્રી દશવૈકાલિકસૂત્રની** રચના ચારિત્રને લાયકની જઘન્ય ઉંમરને માટે હોઈ તે ઘણીજ ટૂંકી હોય તે

સ્વાભાવિક છે, તેમજ તે બાળકની આઠ વર્ષની વયે દીક્ષા લીધી ત્યારે આયુષ્ય-સ્થિતિ વિચારતાં ભગવાન્ **શ્રીશય્યંભવસૂરિજીને** તે બાળકનું આયુષ્ય માત્ર છ માસ બાકી છે, એમ માલુમ પડ્યું અને તેથી તેવી આઠ વર્ષની ઉંમરે દીક્ષિત થએલો અને માત્ર છ મહિનાના આયુષ્યમાં સંયમ માર્ગની આરાધના કરે તે મુદ્દાએ તે **દશવૈકાલિક** સરખા લઘુસૂત્રની રચના કરવામાં આવી છે.

**દશવૈકાલિકસૂત્રને** દિગંબરો પણ **સર્વાર્થસિદ્ધિ** વગેરે ટીકામાં અનંગપ્રવિષ્ટ સૂત્ર તરીકે જણાવે છે, તેને પરમમાન્ય શ્રુત-સાગરનો એક અંશ ગણે છે.

છતાં આશ્ચર્યની વાત છે કે તે દિગંબર મતવાળા આગમોનો વિચ્છેદ માનવાની ધૂનમાં તેવા **દશવૈકાલિક** સરખા નાના અનંગ-પ્રવિષ્ટ સૂત્રનો પણ વિચ્છેદ માનવા તરફ દોરાઈ ગયા છે.

બારીકદ્રષ્ટિથી વિચારનારાઓને તો તે દિગંબરો તરફથી **દશવૈકાલિકના** વિચ્છેદની કહેવાતી વાત તે **દશવૈકાલિકસૂત્ર** હજારો જગો પર હાજર હોવાથી વિશ્વસનીય ન લાગે, કારણ કે તે દિગંબરમતના ધુરંધર ગણાતા આચાર્યો એક આઠ વર્ષનો છોકરો પણ જેનો છ મહિનામાં અભ્યાસ કરી લે, એવો **દશવૈકાલિક** નામનો આગમનો નાનો અંશ પણ સાચવી ન શક્યા—તેઓને આગમભક્તિને માટે શું કહેવું ? તે વચનના વિષયની બહાર છે.

વાસ્તવિક રીતે તો સ્થૂલદ્રષ્ટિવાળા પણ **દશવૈકાલિકના** વિચ્છેદની વાત સાંભળીને સ્પષ્ટપણે સમજી શકે કે—લઘુવયના સાધુને થોડી મુદતમાં ભણવા લાયકનું **દશવૈકાલિક** નામનું શાસ્ત્ર સમર્થ આચાર્યો હોવાથી વિચ્છેદ થઈ શકેજ નહિ, પણ તે સમર્થ આચાર્યો કે તેના અનુયાયીઓને સૂત્ર ન માનવાનું હોવાથી વિચ્છેદના નામે ચડાવી

દીધું, એવી રીતે જો કે દિગંબર-મતવાળાઓ તે **દશવૈકાલિક** સરખા લઘુશાસ્ત્રને પણ માનતા નથી,

તો પણ જૈનશાસનના દરેક શ્રદ્ધાળુઓ તેમજ તે શાસનમાંથી નીકળેલા બીજાઓ પણ તે **દશવૈકાલિકસૂત્રની** બરોબર માન્યતા રાખે છે, અને તેથી તે **દશવૈકાલિકસૂત્રની** ઉત્પત્તિના મૂળ-કારણભૂત **લઘુમુનિને મનક કહેવા કે મહાન્ કહેવા** એ વિચારણા જીજ્ઞાસુઓ માટે ખૂબ રસપ્રદ થશે એ સંબંધી થોડાક આગમિક મુદ્દાઓ વિચારીએ!

૧ જે કુળની અંદર જૈનધર્મના સર્વથા સંસ્કાર ન હતા તેવા કુળમાં મહાપુરુષ **મનકની** ઉત્પત્તિ થવાની હોવાને લીધે જાણે **પ્રભવસ્વામી** મહારાજે દીક્ષા-વસ્તુનું બીજ વાવ્યું હોય તેમ જેને માટે બન્યું, તે **મુનિ મનક મનાક્ કેમ કહેવાય?**

૨ જે લઘુમુનિ ગર્ભાવસ્થામાં પણ માતા પણ ન ઓળખી શકે તેવી સ્થિતિમાં હતા, તેવે વખતે જેને ઘેર દીક્ષાની વસ્તુની છાયા પડી તે **મુનિ મનક-મનાક્ કેમ કહેવાય?**

૩ જે મુનિ માતા પણ બરોબર ન જાણી શકે તેવી સ્થિતિએ ગર્ભમાં હતા, ત્યારે દીક્ષા-વસ્તુથી ક્લેશની હોળીમાં સળગતા કુટુંબે હાયહોઈની લીલા ભજવી, દીક્ષાવસ્તુ વ્યાપક બનાવી દીધી તે **મુનિ મનક-મનાક્ કેમ કહેવાય?**

૪ દીક્ષાની વિરૂદ્ધતાથી ઉદ્ધત બનેલા કુટુંબે જેઓશ્રીની માતાને દ્રવ્યદયાના દીર્ઘ નિઃશ્વાસથી ગર્ભવિષયક પ્રશ્ન કર્યો અને દીક્ષા-વસ્તુને પ્રસરાવી તે **મુનિ મનક-મનાક્ કેમ કહેવાય?**

૫ જે મુનિરાજની માતાએ તે દ્રવ્યદયાના દાખડાવાળા દિલોજાન કુટુંબને ગર્ભ સંબંધી પ્રશ્નના ઉત્તરમાં **મનાક્** એટલે માગધીમાં મણય એમ કહ્યું તે **મુનિ મનક-મનાક્ કેમ કહેવાય?**

૬ જે મુનિ મહારાજની માતા, પિતાના દીક્ષિતપણાને લીધે પતિના વિયોગે પણ સૌભાગ્યનાં ચિહ્નો ધારણ કરતી હતી, તે **મુનિ મનક-મનાક્ કેમ કહેવાય?**

(અર્થાત્ આચાર્ય મહારાજ **શય્યંભવસૂરિએ** સંસાર ત્રિવિધે ત્રિવિધે છોડી દીધો છે, છતાં સંસારવાળાઓએ તેમને કુટુંબ માલિકીમાંથી કાઢી નાખ્યા નથી.

એ આ કારણથી સંસારમાં રહેલી એકલી માતાની રજા વિના પણ નાની આઠ વર્ષ જેવી ઉંમરે ઘણા કોશ દૂર નાસી જઈને લીધેલી દીક્ષામાં શિષ્યનિષ્ફેટિકા ગણાઈ નથી.)

૭ જે મુનિરાજે ફક્ત આઠ વર્ષની ઉંમરે દીક્ષાની ભવિતવ્યતાની પ્રેરણાથી જ હોય નહિ તેમ માતાને સૌભાગ્યપણાને અંગે **'મારા પિતા કયાં છે?'** એ પ્રશ્ન કર્યો, એવી અનુકૂળ ભવિતવ્યતાવાળા **મુનિરાજને મનક-મનાક્ કેમ કહેવાય?**

૮ જે મુનિરાજ માત્ર આઠ વર્ષની વયના હતા, તે વખતે માતાએ દુર્લભબોધિપણાની લાયકનાં એવાં વાકયો કહ્યાં કે **"લુચ્ચા પાખંડી શ્રમણો (સાધુઓ) તારા બાપને ભરમાવીને ઉઠાવી ગયા છે."** આવાં વાકયો માતા તરફથી સાંભળ્યાં, છતાં પણ જેને શ્રમણ ભગવંતો તરફ અરુચિ ન થઈ, એટલું જ નહિ પણ શ્રમણ ભગવંતો તરફ સદ્ભાવ થવાને માટે શ્રમણ બનેલા પોતાના પિતા તરફ લાગણી દોરાઈ, એ **મુનિરાજ મનક-મનાક્ કેમ કહેવાય?**

૯ જે મુનિરાજ આઠ વર્ષ જેવી નાની વયમાં શ્રમણ ભગવંત થએલા પિતાને મળવા માટે માને પૂછ્યા સિવાય શહેરમાંથી નીકળી જાય એ **મુનિ મનક-મનાક્ કેમ કહેવાય?**

૧૦ જે મુનિરાજ આઠ વર્ષ જેવી નાની વયમાં શ્રમણુ ભગવંત બનેલા પિતાને માટે એકલા ઘણા ગાઉ સુધી ચાલી નીકળે તે **મુનિરાજ મનક મનાક્ કેમ કહેવાય ?**

૧૧ જે મુનિરાજ આઠ વર્ષની લઘુવયે માતાને પૂછ્યા સિવાય છાનામાના શહેરમાંથી નાસીને કેઈ કોશ દૂર રહેલા શહેરની બહાર અચાનક શ્રમણુ બનેલા પિતાને જ મળે, તેવા અનુકૂળ પુણ્યોદયવાળા **મનકને મનાક્ કેમ કહેવાય ?**

૧૨ જે મુનિરાજ લઘુ ઉંમરમાં નહિ ઓળખાયેલા એવા પણ શહેરની બહાર મળેલા શ્રમણુ ભગવંત થયેલા પિતાને વંદન કરવાને ભાગ્યશાળી થાય, **તે મુનિરાજ મનક મનાક્ કેમ કહેવાય ?**

૧૩ મુનિરાજની જિજ્ઞાસા પોતાના શ્રમણુ ભગવંત એવા પિતાને મળવાની હોવાથી વાસ્તવિક રીતે પિતા છતાં પણુ પિતા તરીકે નહિ જાણુવાથી મારા પિતાને તમે ઓળખો છો ? એવો પ્રશ્ન કરી પિતાની પાસે જ પિતાના પ્રશ્નને પૂછવાની હિંમત ધરાવનાર **મુનિરાજ મનક મનાક્ કેમ કહેવાય ?**

૧૪ જે મુનિરાજ લઘુવયના હોવાથી તેમને તેમના પિતા જ પોતાની પિતા તરીકેની ખબર દેતા નથી; પણુ શરીર અને જીવનું જુદાપણું આગળ કરી **શય્યંભવને** આત્મા તરીકે ગણાવતા, બોલનાર એવો શરીરની વક્તાપણાની પરિણુતિને આગળ કરી તે તારા **શય્યંભવ** પિતા મારા એક અભિન્ન મિત્ર છે, એમ જણાવવામાં આવ્યું, તે **મુનિરાજ મનક મનાક્ કેમ કહેવાય ?**

૧૫ જે મુનિરાજ લઘુવયના છતાં પિતા છતાં પણ નહિ ઓળખાએલા ખુદ્દ **શય્યંભવ આચાર્યે** પિતાને મળવાનું પ્રયોજન પૂછ્યું,

ત્યારે સ્વતંત્રપણે દીક્ષા લેવાનો અભિપ્રાય સ્પષ્ટ કર્યો, એ **મનક મનાક્ કેમ કહેવાય ?**

૧૬ જે મુનિરાજને પિતા તરીકે નહિ ઓળખાયેલા એવા **શય્યંભવ આચાર્યે** પોતાની પાસે દીક્ષા લેવાનું જણાવ્યું; તે વખતે પિતાની પાસે દીક્ષા લેવાનો આગ્રહ ન રાખતાં તે **શય્યંભવ** આચાર્યની પાસે દીક્ષા લેવાનું કબુલ કર્યું, તે **મુનિરાજ મનક મનાક્ કેમ કહેવાય ?**

૧૭ જે મુનિરાજ લઘુવયના અને પિતાની પાસે દીક્ષા લેવાનો અભિપ્રાયવાળા છતાં પણ અજાણ્યા એવા **શય્યંભવ આચાર્યની** સાથે દીક્ષા લેવા ઉપાશ્રયે આવે છે, તે **મુનિરાજ મનક મનાક્ કેમ કહેવાય ?**

૧૮ જે મુનિરાજ લઘુવયમાં પણ અજાણ્યા એવા **શય્યંભવ આચાર્યની** સાથે ઉપાશ્રયે આવી પિતાની ખોળને ભૂલી જઈ માત્ર શ્રમણપણાને જ વધાવી લે છે, તે **મુનિરાજ મનક મનાક્ કેમ કહેવાય ?**

૧૯ જે મુનિરાજની લઘુવયે દીક્ષા થયા પછી લઘુવય છતાં પણ આ મુનિરાજનું આયુષ્ય કેટલું છે, તેવું તપાસવાની **શય્યંભવ આચાર્યને** વૃત્તિ થઈ-તે **મુનિરાજ મનક-મનાક્ કેમ કહેવાય ?**

૨૦ જે મુનિરાજને માટે છેલ્લા દશપૂર્વીએ કે છેલ્લા ચૌદપૂર્વીએ કરાતું ઉદ્ધારનું કાર્ય છેલ્લા નહિ એવા **શય્યંભવસૂરિજીએ** કર્યું, તે **મુનિરાજ મનક-મનાક્ કેમ કહેવાય ?**

૨૧ જે મુનિરાજને માટે વિકાલે થતાં પણ સૂત્રનો ઉદ્ધાર કરવામાં આવ્યો તે **મુનિરાજ મનક-મનાક્ કેમ કહેવાય ?**

૨૨ જે મુનિરાજે **શય્યંભવસૂરિજીએ** ઉદ્ધરેલા **દશવૈકાલિક** શાસ્ત્રનો છ માસ જેવી મુદતમાં અભ્યાસ સંપૂર્ણ કર્યો, તે **મુનિરાજ મનક–મનાક્ કેમ કહેવાય ?**

૨૩ જે મુનિરાજે આઠ વર્ષ જેવી લઘુવય છતાં પણ છ માસમાં સંયમની યથાસ્થિત આરાધના કરી તે **મુનિરાજ મનક મનાક્ કેમ કહેવાય ?**

૨૪ જે મુનિરાજને છ માસમાં યથાસ્થિત સંયમની આરાધના થવા માટે **શ્રી શય્યંભવ આચાર્ય** સરખા પુત્રવત્સલ પિતાએ પુત્ર તરીકેની જાહેરાત ન કરી, એ **મુનિરાજ મનક–મનાક્ કેમ કહેવાય ?**

૨૫ જે મુનિરાજની લઘુવયે અને લઘુપર્યાયે આરાધના થએલી હોવાથી **શ્રી શય્યંભવ આચાર્ય** સરખા શ્રુતકેવલી મહારાજને પણ આશ્ચર્યની સાથે આનંદનાં આંસુ આવે, તે **મુનિરાજ મનક–મનાક્ કેમ કહેવાય ?**

૨૬ જે મુનિરાજની અજ્ઞાત ગુરુ–પુત્રપણાની સ્થિતિને જેમના કાળ પછી જાણીને **યશોભદ્રસૂરિજી** વિગેરે સમર્થ આચાર્યાદિકોને પણ વૈયાવચ્ચ વિગેરે કરવાનો લાભ ન મળ્યો, તેમાં પશ્ચાત્તાપ થાય, એ **મુનિરાજ મનક–મનાક્ કેમ કહેવાય ?**

૨૭ જે મુનિરાજને **આચાર્ય મહારાજ શય્યંભવસૂરિજી** સરખાએ છ માસ સુધી અભ્યાસ કરાવ્યો, છતાં તે અભ્યાસનું શાસ્ત્ર જે **દશવૈકાલિક** તે સૂરીશ્વરજી પાસે સતત સેવામાં રહેવાવાળા **શ્રી યશોભદ્રસૂરિ મહારાજ** વિગેરેને પણ જાણવામા ન આવ્યું, અને તેનો અભ્યાસ છ માસ સુધી

કરાવ્યો અને કર્યો, એ **મુનિરાજ મનક–મનાક્ કેમ કહેવાય ?**

૨૮ જે મુનિરાજના છ માસ જેટલા ટુંક સમયમાં સંયમની આરાધનાપૂર્વક કાળધર્મ થયા પછી તેને માટે ઉદ્ધરેલા **દશવૈકાલિકનું** સંહરણ કરવાને માટે થયેલો **શય્યંભવસૂરિનો** વિચાર **શ્રીયશોભદ્રસૂરિ** વિગેરે શ્રમણસંઘે વિનંતિ કરી રોકી દીધો, એ **મુનિરાજ મનક–મનાક્ કેમ કહેવાય ?**

૨૯ જે મુનિરાજ **દશવૈકાલિકના** બહાને પાંચમા આરાના છેડા સુધી પોતાની સત્તા સાબિત કરશે, તે **મુનિરાજ મનક–મનાક્ કેમ કહેવાય ?**

૩૦ જે મુનિરાજ માત્ર આઠ વર્ષની વયે દીક્ષિત થયેલા અને કેવળ છ માસ જેટલા ટુંક વખત સુધી ચારિત્ર પર્યાયમાં રહેલા, છતાં તેમને નામે ચૌદપૂર્વધર શ્રુતકેવલી **શય્યંભવસૂરિની** પ્રસિદ્ધ થાય અને **મનક પિતા** તરીકે **શ્રી પર્યુષણાકલ્પ** વિગેરેમાં **સ્થવિરાવલીમાં** લખાય, એ **મુનિરાજ મનક–મનાક્ કેમ કહેવાય ?**

**નોંધ** :—મુનિરાજ મનકની દીક્ષા જે આઠ વર્ષની વયે કહેવામાં આવે છે, તે આઠ વર્ષ પુરાં થઈ ગએલ સમજવા નહિ, પણ માત્ર સાત પુરાં થઈને આઠમું વર્ષ ચાલતું હતું, તે વખતે દીક્ષા થએલી છે, એમ સમજવું.

કારણ કે—જો એમ ન હોય તો **શ્રીનિશીથભાષ્ય** અને **પંચકલ્પભાષ્યમાં** જન્મ પછી આઠ વર્ષ પૂર્ણ થએ દીક્ષા

માનનારા પક્ષની અપેક્ષાએ પણ તે મનક મુનિજીની દીક્ષાને અપવાદ તરીકે ગણત નહિ.

યાદ રાખવું જરૂરી છે કે—જે જે પક્ષ જે જે માન્યતા ધરાવે, તે તે પક્ષ તે તે માન્યતાની અપેક્ષાએજ ઉત્સર્ગ—અપવાદને બાધિત કરવા કોઈ સમજુ પુરુષ તૈયાર થાય નહિ.

આ લેખમાં જણાવેલી હકીકત બાળ—દીક્ષાને પોષણ કરનાર થાય, તેના કરતાં તે મુનિરાજની મહત્તાનું વધારે પોષણ કરનાર છે, અને એ ઉદ્દેશ આ લેખનો રાખવામાં આવેલો છે.

❊

## સાચો આસ્તિક

દરેક આસ્તિક મતવાળા દેવ, ગુરુ અને ધર્મ એ ત્રણ તત્ત્વ તો જરૂર માનશે, કેમકે આ ત્રણ તત્ત્વની માન્યતા વિનાનો આસ્તિક હોય નહીં.

જૈન એ સાચો આસ્તિક છે, તે સાચો કેમ? બીજા આસ્તિકો પરભવ, પુણ્ય, પાપ, સ્વર્ગ અને નરક માને એટલે આસ્તિક બને, પણ જૈનમતના હિસાબે છ વસ્તુને માને તો જ સાચો આસ્તિક બને.

(૧) જીવ છે.
(૨) નિત્ય છે.
(૩) પ્રતિક્ષણે કર્મને કરવાવાળો છે.
(૪) બંધાયેલ કર્મને ભોગવનાર છે.
(૫) કર્મથી છુટકારો=મોક્ષ છે.
(૬) મોક્ષના ઉપાયો માનવા અને તેને અમલમાં મુકવા પ્રયત્ન કરવો.

શાશ્વતી ઓળીનાં તાત્ત્વિક વ્યાખ્યાનો પૃ. ૫૬

## પર્વાધિરાજશ્રી
## પ...ર્યું...ષ...ણા
## પર્વનું અદ્ભુત
## ર...હ...સ્ય
## (૧)

[ જૈન શાસનમાં સકળ પર્વોમાં શિરોમણિ શ્રી પજુસણ મહા-પર્વના આબાળ-ગોપાળ પ્રસિદ્ધ મહિમાના અંતરંગ હેતુનું વિશદી-કરણ બુદ્ધિગમ્ય આગમિક તર્કો દ્વારા પૂ. આગમોદ્ધારકશ્રીએ કરેલ છે-કે જે જિનશાસનની માર્મિક ઓળખાણ કરાવનાર હોઈ ભાષા-શૈલીને કાયમ રાખી, વાંચન યોગ્ય સરળતા થાય તેવા સંસ્કાર આપી, સુજ્ઞ વાચકોના હિતાર્થે રજુ કરેલ છે. સ.].

જૈનશાસનમાં જો કંઈપણ મુખ્ય ધ્યેય હોય તો તે એક છે કે રાગ અને દ્વેષનો સર્વથા નાશ કરવો, એટલે કે ક્રોધ, માન, માયા તથા લોભનો બંધ, ઉદય, ઉદીરણા અને સત્તામાંથી સર્વથા અભાવ કરવો.

જૈનશાસનમાં જણાવેલી કર્મની આઠ મૂળ પ્રકૃતિઓ અગર એકસો અઠ્ઠાવન ઉત્તરપ્રકૃતિઓમાં રાગ અને દ્વેષનું સ્થાન નથી. અર્થાત્ નથી તો રાગ અને દ્વેષને મૂળપ્રકૃતિઓમાં જણાવેલ, તેમ નથી તો તે બેને ઉત્તરપ્રકૃત્તિમાં ગણાવેલ.

તેનું કારણ એ છે કે **રાગની** અભિવ્યક્તિ જ્યારે પણ હોય છે ત્યારે તે મુખ્યતાએ માયા કે લોભરૂપમાં હોય છે, અને **દ્વેષની** જ્યારે અભિવ્યક્તિ હોય છે; ત્યારે તે ક્રોધ કે માનરૂપમાં જ હોય છે.

આ વાત ભગવાન **શ્રી ઉમાસ્વાતિવાચકજી** વિગેરે મહા-પુરૂષો સ્પષ્ટપણે **પ્રશમરતિ** વિગેરે પ્રકરણમાં જણાવે છે.

એટલે રાગ અને દ્વેષ એ બંને પ્રચ્છન્ન સ્વરૂપમાં રહે છે, પરતું વ્યક્તસ્વરૂપે થાય છે—ત્યારે ક્રોધ, માન, માયા અને લોભસ્વરૂપને ધારણુ કરે છે.

એટલે કર્મને બાંધવાના કારણોનો નાશ કરવાને તૈયાર થયેલો મનુષ્ય અભિવ્યક્ત સ્વરૂપને જ રોકવા તૈયાર થઈ શકે, અવ્યક્ત સ્વરૂપને રોકવા તૈયાર થઈ શકે નહિ, માટે શાસ્ત્રકારોએ કર્મની પ્રકૃતિઓમાં **રાગ-દ્વેષ** જે અવ્યક્ત સ્વરૂપના હતા, તેને સ્થાન ન આપતાં તેનું જે વ્યક્ત સ્વરૂપ ક્રોધ, માન, માયા અને લોભરૂપે છે, તેને સ્થાન આપ્યુ.

જો કે ગુણોની મહત્તા જણાવવાની અપેક્ષાએ અવ્યક્તસ્વરૂપના નાશને ગુણ તરીકે જણાવી **વીતરાગપણાદિકને** ગુણો તરીકે જણાવ્યા, પરંતુ તે પાપપ્રકૃતિઓનો નાશ કરવાને માટે ઉદ્યમ કરવાવાળા મહાનુભાવોને ઉદ્યમની સફળતા મેળવવા માટે ક્રોધ, માન, માયા અને લોભનું વ્યક્તસ્વરૂપ જે હતું તે જ જણાવ્યું.

આ ચાર કષાયના ભેદોમાં પહેલા નંબરે જો કોઈનો પણ નાશ થઈ શકતો હોય, અગર અલ્પ શુભ પ્રયત્નથી પણ જો કોઈ નાશ પામતો હોય તો તે માત્ર **ક્રોધ** છે.

યાદ રાખવું કે—ગુણસ્થાનોની શ્રેણિએ ચઢતાં જ્હાત્ર તો ઉપશમ કરે કે ક્ષય કરે, અર્થાત્ ઉપશમ શ્રેણિ માંડે કે ક્ષપકશ્રેણિ માંડે, અરે! તેમાં અનન્તાનુબંધી, અપ્રત્યાખ્યાની, પ્રત્યાખ્યાનાવરણી કે સંજ્વલન એ ચારે જાતના કષાયોમાંથી કોઇપણ જાતના કષાયની ચોકડીનો ક્ષય કરે, તો તેમાં પ્રથમ નંબરે ક્રોધનોજ ક્ષય કરે છે.

અર્થાત્—ચારે જાતના ક્રોધ, માન, માયા કે લોભ ખપાવવાના હોય છે, તો પણ તે બધા ખપાવતાં પહેલાં તે ચારે જાતના ક્રોધનો પોત-પોતાના સ્થાને ક્ષય કે ઉપશમ ગુણશ્રેણિવાળો કરે છે.

આ ઉપરથી સ્પષ્ટપણે સમજી શકાશે કે—

**"આત્મકલ્યાણને માટે સ્વલ્પ પણ પ્રયત્ન કરવા વાળાએ પ્રથમ નંબરે ક્રોધનો ક્ષય કરવાની જરૂર છે."**

ચારે કષાયોમાં સ્વલ્પશુદ્ધિથી જો કોઈનો પણ ક્ષય થતો હોય તો તે માત્ર **ક્રોધનો** જ ક્ષય છે. અને આ ક્રોધના ક્ષયને માટે જૈનશાસનની સમગ્ર રીતિઓએ નિશાન તાકવાનું છે.

આ વાત જ્યારે ધ્યાનમાં આવશે ત્યારે મુખ્યતાએ ક્રોધને વોસિરાવવાના સાધનભૂત એવા સાંવત્સરિક પ્રતિક્રમણની ક્રિયાની મહત્તા એટલે જે સંવચ્છરીના દિવસને અન્તમાં રાખીને આઠ દિવસના **પર્યુષણ** કરાય છે તેની મહત્તા ધ્યાનમાં આવશે.

આ ક્રોધના નાશની મહત્તાને શાસનમાં મોટું સ્થાન આપેલું હોવાથી "**उवसमसारं खु सामण्णं**" એમ સ્પષ્ટપણે કહેવામાં આવે છે.

આ ઉપશમનો કાળ જો કે હંમેશને માટે છે, છતાં પણ **પર્યુષણા** (સંવત્સરી)નો કાળ તો એટલી બધી મુખ્યતાએ ક્રોધના **ઉપશમને** માટે નિયત કરવામાં આવ્યો છે કે તે **સંવચ્છરી** પછી જુના શમેલા ક્રોધને ઉદીરવા માટે જે કોઇ વાકય બોલે તેને સકળસંઘ "**અકલ્પનીય બોલે છે.**" એમ કહી શકે છે.

એટલું જ નહિં, પરંતુ તું **અકલ્પ્ય બોલે છે.** એમ કહ્યા છતાં પણ જો તે વૈર–વિરોધને ઉદીરનારું વચન બોલનારો મનુષ્ય જો તે વિરોધનું વાકય બોલવું બંધ ન કરે તો તેને સડેલા પાનના દૃષ્ટાંતથી દૂર કરી દેવા સુધીનો પણ હુકમ શાસ્ત્રકારો ફરમાવે છે.

યાદ રાખવું કે—સમ્યગ્દર્શન—સંપન્ન એવો ચતુર્વિધ સંઘ કે જેને સ્વપક્ષ કે સ્વતીર્થીય કહેવામાં આવે છે, તેના સંબંધના વિરોધને નહિ સહન કરનારો મનુષ્ય ઈતરપક્ષીય કે ઇતરધર્મવાળાનું

ન્હાય જેટલું સહન કરે તો પણ તેને માત્ર દેશ-આરાધકપણું એટલે ગુણની અપેક્ષાએ અંશમાત્ર આરાધકપણું થાય છે.

આ વાત સુજ્ઞ મનુષ્યો જ્યારે ધ્યાનમાં લેશે ત્યારે **મહારાજા ઉદયને** સ્ત્રીલંપટ અને પ્રતિમાજી તથા દાસીને ઉપાડી જનારા તેમજ સંગ્રામભૂમિ ઉપર પ્રતિજ્ઞાને લોપનારા એવા પણ **ચંડપ્રદ્યોત** ને **સંવત્સરી** (પર્યુષણ નો ઉપવાસ છે—એમ જણાવવાથી જે આખો માલવા પ્રાન્ત જીત્યો હતો, તે પાછો આપ્યો, કપાલમાં દીધેલો જે ડામ હતો તે ઢાંકવા માટે સોનાનો પટ્ટબન્ધ કરાવ્યો, અને પોતાનો સાધર્મિક ગણ્યો, આમ શ્રીમાન્ **ઉદયન મહારાજે** પર્યુષણાનો મહિમા સાચવ્યો, તેની કિંમત ખરેખર સુજ્ઞ મનુષ્યોને સમજવામાં આવશે.

દુનિયાદારીમાં દીવાળીના અંગે જુનાં ખાતાં માંડીવાળી સરખાં કરવાનાં હોય છે, તેવી રીતે જૈનશાસનમાં આ એક **પર્યુષણાનો** તહેવાર એવો છે કે-જેમાં આખા વર્ષના વૈર-વિરોધના પ્રસંગો વોસિરાવી દેવાના હોય છે.

આ અપેક્ષાએ જૈનના આચારને અંગે "વર્ષનો છેલ્લો દિન **સંવત્સરી** છે." અને તેનો બીજો દિવસ તે વર્ષની શરૂઆતનો છે.

આ માટે સાધુઓના પર્યાયનું પ્રમાણ ગણવાને અંગે શાસ્ત્રકારો **પર્યુષણાની** સંખ્યાને અગ્રપદ આપે છે.

એટલે જેટલી પર્યુષણા કરી હોય તેટલા વર્ષનો પર્યાય શાસ્ત્રકારો ગણવાનું જણાવે છે.

અર્થાત્ શાસનની અપેક્ષાએ **ઉપશમનું** સ્થાન વૈર-વિરોધને વોસિરાવવાની અપેક્ષાએ **ખમતખામણાનું** સ્થાન અને સાધુપણાની અપેક્ષાએ પર્યાય ગણવાનું સ્થાન જો કોઇપણ હોય તો તે માત્ર **પર્યુષણાજ** છે.

# આગમજ્યોત

| વીર નિ. સં. | | વિક્રમ સં. |
|---|---|---|
| ૨૫૦૧ | | ૨૦૩૧ |
| આગમોદ્ધારકશ્રી સ્વર્ગવાસ સં. ૨૫ | | પુસ્તક |
| વર્ષ-૧૦ | | ૪ |


## દ્રવ્યથી પણ શાસનની વફાદારીનું મહત્ત્વ

दव्वओ वि सामणाणुवत्तया हियावहा

સામાન્ય રીતે જગતના આસ્તિક-દર્શનકારો શ્રદ્ધા અને આસ્તિકતામાં ધાર્મિક તત્ત્વની જડ દેખતા હોવાથી તથા સર્વ-દર્શનકારોએ સામાન્ય રીતે માનેલા મોક્ષની મૂલ જડ શ્રદ્ધા અને આસ્તિકતામાં હોવાને લીધે ભક્તિનો પ્રવાહ દિવસે દિવસે અને ક્ષણે ક્ષણે સર્વને ખીલવવાનોજ હોય છે.

કોઈપણ આસ્તિકદર્શન ભક્તિના માર્ગથી વિમુખ છે નહિ અને વિમુખ રહી શકે નહિ, દરેક આસ્તિક મનુષ્યો પોતપોતાને ઇષ્ટ એવા દેવ અને ગુરૂની તરફ ભક્તિ-ભાવ ધરાવનારાજ હોય છે.

જો કે ધર્મતત્ત્વ પણ દેવ અને ગુરૂતત્ત્વની માફક મોક્ષમાર્ગનું સાધન છે. સાધન છે એટલું જ નહિ, પરંતુ દેવતત્ત્વ અને ગુરૂતત્ત્વની પરમતા જો કોઈપણ કારણને અંગે હોય તો તે માત્ર ધર્મતત્ત્વની

ઉત્પત્તિ સાથે પ્રવૃત્તિને અંગે છે. એ ધર્મની મૂળ પ્રવૃત્તિને અનુસરવાને અંગે જ છે, એટલે દેવ અને ગુરૂતત્ત્વ એ બન્ને જો કે ધર્મતત્ત્વ ઉપર આધાર રાખે છે. અને તેથી દેવતત્ત્વ અને ગુરૂતત્ત્વ કરતાં પણ ધર્મતત્ત્વો પર વિચારકોને અધિક ભક્તિભાવ હોય છે અને હોવો જ જોઈએ.

પરંતુ એ વાત વિચારકોની ધ્યાન બહાર નથીજ, કે દેવતત્ત્વ અને ગુરૂતત્ત્વ જ્યારે મૂર્તિમાન શરીર દ્વારા માની શકાય છે, ત્યારે ધર્મતત્ત્વ તેવી રીતે માની શકાતું નથી અને તેથીજ ઉપાસના કરવા લાયક વર્ગમાં દેવ અને ગુરૂતત્ત્વને દાખલ કરી શકાય છે. પરંતુ ધર્મતત્ત્વને ઉપાસનાને લાયક વર્ગમાં દાખલ કરી શકાતો નથી.

અર્થાત્ ધર્મતત્ત્વની ઉપાસના દેવ અને ગુરૂતત્ત્વરૂપી ધર્મી–તત્ત્વની ઉપાસના દ્વારા બની શકે છે. સ્વતંત્ર રીતે ધર્મતત્ત્વની ઉપાસના બની શકતી નથી

આ વસ્તુ જ્યારે બરોબર સમજવામાં આવશે. ત્યારે જૈન–શાસનની અંદર અરિહંત ભગવાન્ આદિ નવે પદોની આરાધ્યતા ગણવામાં આવ્યા છતાં અરિહંતાદિ પંચ–પરમેષ્ઠિની આરાધ્યતા મુખ્ય ગણીને તે રૂપ નમસ્કાર મંત્રને કેમ ઉચ્ચ ગણવામાં આવ્યો છે ? તેનું તત્ત્વ સમજાશે.

અર્થાત્ શ્રીનમસ્કારમંત્ર કે–જેને પંચમંગલ મહાશ્રુતસ્કંધ કહેવામાં આવે છે તેમાં દેવતત્ત્વ અને ગુરૂતત્ત્વરૂપી બન્ને ઉપાસ્ય તત્ત્વોનોજ સમાવેશ કરવામાં આવેલો છે અને તે ઉપાસ્ય તત્ત્વો પંચમંગલમાં તેવી રીતે આરાધ્યતરીકે ગોઠવાયેલાં છે કે જેમાં ક્ષેત્ર–કાલ, જાતિ, વર્ણ, નામ, સ્થાન, રંગ કે આકાર વગેરેના કોઈપણ ભેદને સ્થાન આપવામાં આવ્યુ નથી. પરંતુ સર્વક્ષેત્ર, સર્વકાળ વગેરેના પૂજ્ય–મહાત્માઓનો તેમાં સમાવેશ કરવામાં આવેલો છે.

વળી તે પંચમંગલમાં સમાવિષ્ટ કરેલા દેવ અને ગુરૂતત્ત્વને એવી રીતે સ્થાપવામાં આવેલા છે કે જેથી તે દ્વારા દેવ અને ગુરૂતત્ત્વને આરાધન કરવામાં આવે તેમાં ધર્મતત્ત્વો આગળ રહ્યા જ કરે, અર્થાત્ તે પંચમંગલની અંદર પંચપરમેષ્ઠિ ભગવાનોને ધર્મતત્ત્વની મહત્તાવાળાં નામોથી જ સ્થાપન કરવામાં આવેલા છે, એટલે ધર્મતત્ત્વની મહત્તા અને આરાધકતા સમજવાવાળો પુણ્યશાલી તે પંચપરમેષ્ઠીને મહાન્ અને આરાધ્ય ગણી શકે છે.

પંચપરમેષ્ઠીને આરાધનારો મનુષ્ય સ્હેજે એ વાત તો સમજી શકે કે-ધર્મતત્ત્વની આરાધના સ્વયં બની શકે નહિ, પરંતુ ધર્મતત્ત્વને ધારણ કરનારા ધોરીપુરૂષોની આરાધના દ્વારા જ તે બની શકે.

આવી રીતે પંચ-પરમેષ્ઠિમંત્રના રહસ્યને સમજનારો મનુષ્ય એ પણ સ્હેજે સમજી શકશે કે-શ્રી અરિહંત-મહારાજાદિ નવપદો કે વીશસ્થાનકોમાં મૂર્તિમાનપણે જે સ્થાપનાઓ થપાય છે તે માત્ર ધર્મીઓનીજ થપાય છે.

આ ઉપરથી ધર્મતત્ત્વની આરાધના નથી થતી કે નથી કરવાની એમ નહિ, પરંતુ તેની આરાધના મૂર્તિમાન શરીર આદિ દ્વારા સીધી રીતે ન હોવાથી તેને સ્થાન કે કોઈ મૂર્તિમાન સ્વરૂપ મ્હેલવામાં આવતું નથી. પરંતુ માત્ર ધર્મતત્ત્વના તે તે પદને જણાવનારા અક્ષરોજ મ્હેલવામાં આવે છે.

આ કારણથી શ્રીસિદ્ધચક્રનાં મંડળની અંદર પાંચ પદો જ્યારે મૂર્ત આકારે હોય છે, ત્યારે સમ્યગ્દર્શન આદિ ચાર પદો કે જેઓ ધર્મસ્વરૂપ છે, તેઓની સ્થાપના તો અક્ષરો દ્વારા કરવી પડે છે.

આ બધું વિચારનાર મનુષ્યને સ્પષ્ટપણે સમજાશે કે-આસ્તિકોને આરાધવા લાયક દેવ, ગુરૂ અને ધર્મ એ ત્રણે તત્ત્વો છતાં પણ ભક્તિનું સ્થાન તો ઉપાસ્ય એવા દેવ અને ગુરૂ તત્ત્વમાંજ ગોઠવાયેલું છે. આ કારણથી શાસ્ત્રકારો પણ વંદન, નમસ્કાર-સત્કાર અને

સન્માનની જગો પર ઉપમારહિતપણે વર્ણન જણાવે છે, પરંતુ પર્યુપાસના અને ઉપાસનાની જગો પર તો દેવતા, ઇષ્ટદેવતાની મૂર્તિ, કલ્યાણકારી પદાર્થ અને મંગલકારી પદાર્થની ઉપમા દઈને પર્યુપાસનાની અભિલાષાની રીતિ વ્યક્ત કરે છે.

વંદન-નમસ્કારાદિરૂપ ભક્તિ-દેવ આદિ ત્રણે તત્ત્વોની બનવા છતાં ઉપાસના રૂપ ભક્તિ તો માત્ર ગુરૂતત્ત્વનીજ બની શકે છે. કેમકે તે મૂર્તિમાન છે-એમ જણાવી તે ઉપરની વાત સ્પષ્ટ કરે છે.

આવી રીતે દેવ અને ગુરૂતત્ત્વને અંગે પર્યુપાસના વગેરે ભક્તિનું મહત્ત્વ હોવાથી જગતમાં ધર્મતત્ત્વના ભેદો કરતાં પણ દેવ અને ગુરૂતત્ત્વના ભેદો વિશેષ બહાર આવેલા છે અને આવે છે.

જૈનશાસ્ત્રકારને જાણનારાઓથી એ વાત તો અજાણી નથી જ, કે ભગવાન્ **મહાવીરમહારાજના** વિદ્યમાનપણામાં **ગોશાળો** અને **જમાલિ** સરખા મનુષ્યો અને તે પણ શિષ્યો તરીકે જાહેર થયેલા છતા પણ પોતાને ભગવાન **મહાવીરમહારાજના** પ્રતિસ્પર્ધી તરીકે અને દેવ તરીકે કે છેલ્લા તીર્થંકર તરીકે મનાવવાને બહાર પડેલા હતા.

જેવી રીતે દેવતત્ત્વને અંગે અસર્વજ્ઞ અને અવીતરાગ એવા પણ જીવો પોતાની મહત્તા કરવા માટે દેવ તરીકે બહાર પડ્યા હતા. તેવી જ રીતે ભગવાનના નિર્વાણ પછી થયેલા નિહ્નવો પોતાને સદ્ગુરૂ તરીકે બહાર પાડવાનું ચૂક્યા ન હતા.

સુજ્ઞ-પુરૂષોએ સમજવું જોઈએ કે-શાસન અને શાસનપ્રણાલિકાથી વિરૂદ્ધ થનારા મનુષ્યો પોતાના આત્માની સાથે પોતાના ભક્ત થનારાઓને, તેમાં પણ મહા-મિથ્યાત્વના ઉદયથી પોતાના અનન્ય-ભક્ત બનનારા વર્ગને મહા-મિથ્યાત્વના ઉદયમાં ડુબાવવાની સાથે અનંત ભવ-ભ્રમણરૂપી અપાર-સંસાર-સમુદ્રમાં ડુબાડનારા થાય છે.

આ કારણથી શાસ્ત્રકાર-મહારાજાઓ તેવા શાસન અને શાસન-પ્રણાલિકાથી વિરૂદ્ધ જનારા વર્ગને માટે સ્પષ્ટ શબ્દોમાં જણાવે છે કે-તેઓ મિથ્યાત્વના અભિનિવેશે કરીને અને અસદ્‌ભાવો એટલે શાસન અને શાસન-પ્રણાલિકાઓમાં નહિ એવા પદાર્થો અને પ્રણાલિકાઓએ કરીને જીવોને ભરમાવતા અને કદાગ્રહમાં ખેંચતા રહે છે. તેથી તેઓ પોતાના આત્માને અને બીજા આત્માને અધમતમ સ્થિતિમાં પહોંચાડી સંસાર-સમુદ્રમાં રખડાવવાવાળા થાય છે.

આવા શાસન અને શાસન-પ્રણાલિકાથી વિરૂદ્ધ થનારા અને વિરૂદ્ધપણે વર્તનારા મનુષ્યો કેવળ શાસન અને તેની પ્રણાલિકાની વિરૂદ્ધતા રાખતા હોય છે એમ નહિ, પરંતુ તેવા શાસન અને શાસન-પ્રણાલિકાથી વિરૂદ્ધપણે વર્તનારા જીવો શાસનને અંગે જેમ અપલાપ કરનારા બને છે, તેમ શાસન અને શાસન-પ્રણાલિકાને અનુસરનારા આચાર્ય-ભગવંતો ઉપાધ્યાય-મહારાજાઓ-ગુરૂદેવો શ્રી ચતુર્વિધસંઘ, ગચ્છ અને કુલ એ બધા જે સંસાર-સમુદ્રથી ખરેખર તારનારા અને આલંબનરૂપ પદાર્થો છે, તેના અપજશને કરનારા બને છે, તેના અવર્ણને કરનારા બને છે, તેની અપકીર્તિને કરનારા બને છે, તેની છાયાનો નાશ કરનારા બને છે, એટલું જ નહિ, પરંતુ રાત-દિવસ તેવા શાસન અંગારાઓનું ધ્યાન માત્ર શાસન અને શાસનની પ્રણાલિકાઓનું નાશ કરવા તરફ હોય છે.

એટલે ધર્મધ્યાન અને શુકલધ્યાનની તો તેવા શાસનના અંગારાઓમાં સ્વપ્ને પણ છાયા સરખી ન હોય, પરંતુ સામાન્ય આર્ત અને રૌદ્ર ધ્યાન જેવા ધ્યાનોમાં પણ કલ્પી ન શકાય તેવા પ્રકૃષ્ટ રૌદ્રધ્યાનમાં તેઓનું ચિત્ત વર્તતું હોય છે.

આ વસ્તુ જ્યારે સમજવામાં આવશે ત્યારે જ સુજ્ઞ મનુષ્યો સ્હેજે સમજી શકશે કે-એવા શાસનના અંગારાઓ કે જેઓ શાસન અને શાસનની પ્રણાલિકાથી જુદા પડયા, વિરૂદ્ધ પડયા, અને શાસનાદિનું ખંડન કરવામાં તત્પર થયા.

એટલું નહિ. પરંતુ શાસન અને શાસનની પ્રણાલિકાને અનુસરનાર મહાત્માઓના પ્રભાવને ઘટાડવા દ્રવ્યહિંસક તંદુલીઆ મચ્છ-કરતાં અધમ વૃત્તિને ધારનારા થયા. તેઓ દરેક સમયે અનંતા-સંસારને ઉપાર્જન કરે છે અને કરાવે છે-એવું ગ્રંથકારનું નિષ્પક્ષ-કથન કોઈપણ પ્રકારે સુજ્ઞને આશ્ચર્ય ઉપજાવશે નહિ.

જો કે ભગવાન જિનેશ્વર મહારાજના શાસનમાં કેટલાક અભવ્ય જીવો કે-જેઓ કોઈ વખત પણ સાચા ધર્મને અને સમકિતને પામ્યા નથી. પામતા નથી અને પામશે પણ નહિ. અને સર્વ કાલને માટે મોક્ષને માટે જેઓ અયોગ્ય છે છતાં તેવા અભવ્યો-ભગવાન જિનેશ્વર મહારાજના શાસનને જે નુકશાન કરતા નથી, તેવું ભયંકર નુકશાન ઉપર જણાવેલા શાસન અને શાસનની પ્રણાલિકાથી વિરુદ્ધ વર્તનારા શાસનના અંગારાઓ કરે છે.

એનું કારણ એ છે કે-ઉપર જણાવેલા અભવ્ય-જીવો જો કે પોતે સન્માર્ગની વાસનાથી શૂન્ય જ છે! તો પણ તેઓની પ્રરૂપણા અને વર્તના શાસન અને શાસનની પ્રણાલિકાને અનુસરતી જ હોય છે. અને તેથી તેવા અભવ્યોના ભક્ત થનારાઓ પોતે વાસ્તવિક કુગુરુ છે-તેને તે સુગુરુ માને છે, છતાં તે સમ્યગ્દર્શનવાળા થાય છે; રહે છે અને સમ્યગ્દર્શનની કોટીએ આગળ પણ વધી શકે છે.

આ કારણથી શાસ્ત્રકારોએ સમ્યગ્દર્શનના ભેદોમાં દીપકનામનુ સમ્યગ્દર્શન જણાવ્યું છે કે-જે મુખ્યતાએ અભવ્યને જ હોય છે.

એટલે કહેવું જોઈએ કે-અભવ્ય જેવા દ્રવ્યલિંગી સાધુનો થનારો ભક્ત એ શાસનને કે પોતાના આત્માને એકકેને નુકશાન કરતો નથી. તેથી અભવ્યોના પ્રતિબોધેલા જીવો એટલા બધા મોક્ષે જાય છે કે જેઓના અનંતમાભાગે એક ભવ્યજીવના પ્રતિબોધેલા મોક્ષમાં જતા નથી.

આ વસ્તુ સમજનારો મનુષ્ય સ્હેજે સમજી શકશે કે-અભવ્ય જેવા દ્રવ્યસાધુના ભક્તોની ભયંકરતા કરતાં પણ શાસન અને શાસનની

પ્રણાલિકાની વિરૂદ્ધ પ્રરૂપણા અને વર્તનાવાલા એવા શાસનમાં અંગારારૂપ થયેલા દ્રવ્ય-સાધુઓના ભક્તોની ભયંકરતા તો શાસનનું અને તેના ભક્તો માટે તથા શાસનને અનુસરનારાઓ માટે હદ બહારની છે.

તેથી કોઈપણ જગોપર શાસ્ત્રકારોએ શાસન અને શાસનની પ્રણાલીકાથી વિરૂદ્ધ વર્તનારા અને બોલનારા એવા શાસનના અંગારાઓને તો દીપક સમ્યક્ત્વનું પણ સ્થાન ગણ્યા નથી. એટલું જ નહિ, પરંતુ કોઈપણ તેવા શાસન-અંગારાથી પ્રતિબોધેલા હોય અગર તેનાં પ્રતિબોધેલા મોક્ષે જાય એવી સ્વપ્નમાં સંભાવના સરખી પણ થાય, તેવું શાસ્ત્રકારોએ પ્રતિપાદન કરેલું નથી.

માટે શાસનસેવકોએ અભવ્ય જેવા દ્રવ્યલિંગી સાધુઓ કરતાં પણ શાસન અને શાસનની પ્રણાલિકાથી અને તેને અનુસરનારા મહાત્માઓની વિરૂદ્ધવર્તી શાસનના અંગારા જેવા નિહ્નવના ભાઈ સરખા દ્રવ્ય-સાધુઓ અને તેના ભક્તોથી હંમેશાં દૂર રહીને સાવચેત રહેવાની જ જરૂર છે.

### સદા યાદ રાખો

- દયા એ સમ્યક્ત્વનું લક્ષણ છે.
- અહિંસા એ ચારિત્ર અર્થાત્ વિરતિનું લક્ષણ છે.
- અહિંસાનું રક્ષણ સંયમની પ્રવૃત્તિમા છે,
- સંયમની પ્રવૃત્તિ એ અહિંસા-રક્ષણનો ઉપાય છે.
- અહિંસા, અને સંયમ વચ્ચે સંઘર્ષણ થાય તો વિવેકી પુરુષે અહિંસાના ભોગે પણ સંયમનું રક્ષણ કરવું, પણ સંયમના ભોગે અહિંસાનું રક્ષણ કરવા પ્રયત્ન કરવો નહિ.




પૂજ્યપાદ, આગમવાચનાદાયક, આગમતત્ત્વ–તલસ્પર્શી–વ્યાખ્યાતા પક્ષાવધિ 'અર્ધપદ્માસનસ્થિતિ' પૂર્વક કાયોત્સર્ગ–ધ્યાનમુદ્રાએ સમાધિપૂર્વક દેહ ત્યાગ કરનાર, બહુશ્રુત સૂરિસાર્વભૌમ પૂ. શ્રી ધ્યાનસ્થ સ્વર્ગત આગમોદ્ધારક આચાર્યદેવશ્રીએ દીર્ઘકાલીન શ્રુતજ્ઞાનના સ્વાધ્યાયાદિબળે પરિકર્મિત વિશિષ્ટ–પ્રતિભા અને ક્ષયોપશમબળે નાના–મોટા અનેક તાત્ત્વિક આગમિક ગ્રંથોની રચના હજારો શ્લોક પ્રમાણ કરી છે,

તેની સાથે વીતરાગપ્રભુની ભક્તિની મુખ્યતાએ સાહિત્યિકદૃષ્ટિએ ઉત્તમોત્તમ કક્ષાનાં અનેક–ચૈત્યવંદનો, સ્તવનો, સ્તુતિઓ, સ્તોત્રો આદિની વિપુલ પ્રમાણમાં રચનાઓ કરેલ છે.

તેમાંથી થોડીક વાનગી તેઓશ્રીની બહુમુખી વિદ્વત્તાનો પરિચય સુજ્ઞ–જનતા મેળવી શકે તે શુભ આશયથી પ્રતિવર્ષ આ વિભાગમાં રજૂ કરાય છે.

કદથી નાની દેખાતી આકૃતિઓમાં પણ અદ્ભુત સાહિત્યિક ઝલકની સાથે ભાવની ગંભીરતા પણ અપૂર્વરીતે ગોઠવાયેલ છે.

વિવેકી વાચકોએ યોગ્ય રીતે તેની સમજણ મેળવવા પ્રયત્ન કરવો.

[સં.]

## श्री आगमसङ्ग्रह-स्तवः

आगमसङ्ग्रहमर्चयाऽऽप्तजनोक्तं सुरदानवलोकप्रतिष्ठम् ।
संयमधरमुनिशुभनिष्ठं सेवस्व निकामम् ॥ १ ॥

आप्नोति लान्तकनाकितां, मुनिनेतां सर्वपूर्वाणां ख्याता ।
त्रसपृथ्व्यादिसुखशतदाता सेव्यस्तु सदैव ॥ २ ॥

भणितमिदं जघन्यत उत्कृष्टात् सर्वार्थे सिद्धौ वा स्यात् ।
महिमा श्रुतसिन्धोरेतत् धारय सुरसेव्यम् ॥ ३ ॥

श्रुत्वा श्रीजिनभाषितां गणनाथैः स्थैर्यो त्पत्तिव्ययसार्थाम् ।
आद्योदिभूतिमिसमर्थां त्रिपदीं हर्षभरेण ॥ ४ ॥

सर्वजिनेश्वरशासने यद् भवति अङ्गद्वादशकं तु प्रचलति ।
गणमुख्यास्तद्वचयन्ति, ध्रियते मुनिवर्गेण ॥ ५ ॥

तीर्थोत्पत्तेः प्रागेव, तन्न्यासो तदुत्पत्तौ गणीत्साराः ।
जिनराजस्त्रिपदाभाषो भावो नित्यमेव ॥ ६ ॥

हितदेशकमखिलज्ञोक्तं मुनिमतं नहि पूर्वापरश्रुतिशातम् ।
मुमुक्षुजनैर्यत्नात् पठनीयमतीव ॥ ७ ॥

## श्री वीतराग परमात्म-स्तुतिः

परमानन्दरूपाय, निष्कामाय यशस्विने ।
सर्वकर्मविहीनाय, नमस्ते सर्वदा प्रभो ! ॥ १ ॥

जातो भवेष्वनेकेषु जीवानामुपकारकः ।
परार्थव्यसनी ज्ञानी, नमस्ते सर्वदा प्रभो ! ॥ २ ॥

गौणीकृतनिजाऽर्थस्त्वं कृतज्ञेषु पुरस्सरः ।
जीवातुः जगतां नाथ नमस्ते सर्वदा प्रभो ! ॥ ३ ॥

औचित्यवारिजलधि – र्ञानतेजोदिवाकरः ।
कृपारत्नमहाम्भोधिः, नमस्ते सर्वदा प्रभो! ॥ ४ ॥

देवलोकच्युतोऽप्यचर्यो, बाल्येऽपि बलिजित्स्तुतः ।
यौवनं जितमारस्त्वं, नमस्ते सर्वदा प्रभो! ॥ ५ ॥

निर्विकारो निराशंसो, विवेकाऽम्बुजभास्करः ।
गुरुपाद्याऽब्जमधुपो, नमस्ते सर्वदा प्रभो! ॥ ६ ॥

ह्वायनं हेमकोटिशो, मार्गणेभ्यो ददौ ध्रुवम् ।
दाने प्रत्यहमाप्रातः, नमस्ते सर्वदा प्रभो! ॥ ७ ॥

देशं राष्ट्रं बलं कीर्त्तिं धनं धान्यं यशः पशुम् ।
मोहं कुटुम्बं चाऽत्याक्षीः, नमस्ते सर्वदा प्रभो! ॥ ८ ॥

शरीरं जीवतो भिन्नं, दर्शयन्निव दुःसहान् ।
घोरान् सोढोपसर्गान्, नमस्ते सर्वदा प्रभो! ॥ ९ ॥

अनुकूलैः प्रतीपैर्ना–ऽचालीर्वीरपरीषहैः ।
क्षुद्राद्यैर्देवसोदीर्णैः, नमस्ते सर्वदा प्रभो! ॥ १० ॥

सुवर्णच्छेदतापाभ्या–मिवात्मा शोधितोऽनघः ।
तपसा संयमोत्केन, नमस्ते सर्वदा प्रभो! ॥ ११ ॥

## ॥ श्री वर्त्तमान–तीर्थस्तवः ॥

सम्मेतेऽवन्तिपुर्यां गजपुरि कपिले स्तम्भने केशरीये,
चम्पापापायुगेऽष्टापदि मगसिपुरे भण्डुकेऽप्यन्तरीक्षे ।
सिद्धाद्रावर्बुदे चाऽचलगढसहिते मण्डपे राणपुर्यां,
वन्दे तीर्थे जिनानां प्रतिकृतिमनिशं शाश्वतानन्ददात्रीम् ॥ १ ॥

घाणेरे रैवताद्रावुदयपुरि शिरापल्लीधाम्नि प्रतापे,
नाणे बेडे फलोधौ चपलगिरिगे ब्राह्मणे सत्यपूर्याम् ।
भोपाले तारणेऽद्रौ जगडियपुरि वा खेटशङ्खेश्वरे च,
वन्दे तीर्थे जिनानां ॥ २ ॥

सेरोसे मातरे वा करमदि-वढ्हिके पल्लिधारा-नगर्योः,
चारुपे पत्तने श्री नवपुरिनगरे भोयणा बीबडोदे ।
सत्यात्पुर्यां भडूचे सुरतपुरवरे कर्पटे जैनपुर्यां,
वन्दे तीर्थे जिनानां ॥ ३ ॥

दर्भावत्यां असाल्यां सरखजनगरे आगरा-दिल्लिधाम्नोः,
काश्यां गोपेयदुर्गे करहटकपुरे नागदे वा समीने ।
मण्डोदे गोगपुर्यामजयगिरियुते सोजते योधपुर्यां,
वन्दे तीर्थे जिनानां ॥ ४ ॥

देवात् सिद्धाणहिल्लादनवरतपुरे पत्तने झालराव्व,
सादर्यां रत्नपुर्यां नडुलविजुवरकूकाणनाडलाईपूषु ।
सुस्वग्र्यां भावपुर्यां त्रिनयनकुधरे नाशिके गोधरे च,
वन्दे तीर्थे जिनानां ॥ ५ ॥

झालोरे पल्लिकायामिडरवरनगरे भाकूखरे चोपरीय,
शेरीषे राजधान्यामहमदनगरे खेट-पञ्चासरेषु ।
शीरोह्यां जामपुर्यां वणथलिनगरे माङ्गरोले च पोरे,
वन्दे तीर्थे जिनानां ॥ ६ ॥

हस्ते सानौ कदम्बेऽञ्जनगिरिशिखरे पुण्यपूर्णासि-पूर्योः,
श्रीपुर्यां शेरुजे चामहिमदपुरवरे आसपुर्यां बडोदे ।
सैलाने डुंगराद्रौ परसलीनगरे जावरे खाचरोदे,
वन्दे तीर्थे जिनानां ॥ ७ ॥

इत्येवं निजभावजाग्रतिकरं प्रातः समुत्थाय य-
स्तीर्थौघं प्रयतः स्तवीति भरते श्वेताम्बरीयैर्मतम् ।
दृक्कर्णध्वनिसंश्रितं प्रतिदिनं शुद्धात्मना मोक्षदं,
स्यादानन्दसमुद्रमाप्य सुमतिनित्याऽमृताब्धौ रतः ॥ ८ ॥

પૂ. આગમજ્યોતિર્ધર પ્રૌઢ વ્યાખ્યાતા
ધ્યાનસ્થ સ્વર્ગત, આગમોદ્ધારક
આચાર્યદેવશ્રીએ
વિષમ રોગશય્યામાં
શારીરિક ભયંકર અસ્વસ્થતા દરમ્યાન પણ શુભધ્યાનરૂપે
શાસ્ત્રીયતત્ત્વચિંતનના પરિપાકરૂપે
બનાવેલ શાસ્ત્રીય

## સુંદર સુભાષિતો

(વર્ષ ૯, પુ૦ ૪ પૃ. ૧૬ થી ચાલુ)

न स्तन्यपानेन विना मनुष्यो व्यतीत्य बाल्यं युवतामुपैति ।
युतस्तिरश्चा जिन ! ते कथं स्यात् विनैव तत् पानमुदारयौवनम् ॥

હે વીતરાગપ્રભુ ! મનુષ્યો કે તિર્યંચો માતાના સ્તનપાન વિના બાલ્યાવસ્થાને વટાવી યુવાવસ્થાને પામી શકતા નથી, પણ અત્યંત આશ્ચર્યકારી વાત એ છે કે—આપ તો સ્તનપાનની લૌકિક પદ્ધત્તિ વિના જ શ્રેષ્ઠ યૌવનવયને પ્રાપ્ત કરી શકયા ! ! !

मन्त्रैः सतन्त्रैश्च विचित्रविद्याप्रयोगयोगैश्च नरे प्रवृत्ते ।
सामान्यदेवोऽपि समेति नो चेत् किं ते सुरा जन्मदिने समेताः ॥

હે પરમાત્મન્ ! માનવો મંત્ર-તંત્ર અને વિવિધ વિદ્યાના માન્ત્રિક પ્રયોગ કરવા છતાં સામાન્ય દેવ પણ નથી આવતા, તો આપનો જન્મ થતાં જ (ચારે નિકાયના નાના-મોટા તમામ ઈન્દ્રો સુદ્ધાં) બધા દેવો શી રીતે આવ્યા ? એ મહા-આશ્ચર્ય છે.

पर्षदि यो वनिताभिः सह तिष्ठति सज्जनेषु न गण्यः ।
इत्यपि न हरादयोऽत्र विदन्ति यत् ताभिरर्चा हा ! ॥

હે પ્રભુ ? દુનિયાના સામાન્ય નિયમ પ્રમાણે સભાની અંદર પત્નીઓ સાથે બેસે તે સજ્જન ગણાતો નથી, આટલી વાત પણ

હરિ-હર વગેરે અન્ય દેવો શું નથી જાણતા? કે જેથી તેઓએ પોતાની પૂજ્ય અવસ્થાની મૂર્ત્તિઓ પણ પરિણીત પત્નીઓ સાથેની બનાવડાવી, ખેદની વાત છે!!!

कामे हते किं वनिता मदैषा क्रोधे हते किं धनुरादिशस्त्रम् ।
मोहे हते किं जपमालया स्याज्जिनो जयत्वेष जितांतरारिः ॥

ખરેખર? કામને હઠાવ્યો હોય તો સ્ત્રી પાસે શા માટે?
ક્રોધને દૂર કર્યો હોય તો ધનુષ્ય આદિ હથીયારો શા માટે?
મોહને હણ્યો હોય તો જપમાળાની જરૂર શી?

તેથી ખરેખર અંતરંગ રાગાદિ શત્રુઓને હણનારા શ્રી વીતરાગ પરમાત્મા જય પામો!!!

क्रुद्धस्य मत्तस्य शठस्य लोभिनो न चेत् सुमार्गे गमनं मतं विदाम् ।
देव! तदा किं गतरागमेते श्रयन्ति नो घ्नन्ति किमात्मने हा! ॥

ક્રોધી, મદોન્મત્ત, માયાવી અને લોભી પ્રકૃતિવાળા સ્વયં સન્માર્ગે ચાલી શકતા નથી તો હે દેવ! તેઓ વીતરાગ અર્થાત્ સઘળા દોષોથી રહિત આપનું શરણ કેમ સ્વીકારતા નથી? તેઓ ખરેખર આત્મઘાત નથી કરતા શું?

संबुद्धा संसारे प्रतिपदमेते न किं समीक्षन्ते ।
क्रोधादीनां व्यसनान्यहो न किं यान्ति जिनमेते? ॥

શું સમજુ ગણાતા આ બધા સંસારમાં ડગલે-પગલે ક્રોધાદિના અનર્થકારી ફળો પરિણામોને જોતા નથી કે? શા માટે તેઓ વીતરાગ પ્રભુના શરણે નથી આવતા!!!

दीपप्रकाशेन यथा विभाते पदार्थवृन्देन विदो गणन्ति ।
तद्दीपसत्क यदि ते प्रभो गिरा कथं जगत्यर्थप्रकाशनोद्यता? ॥

જેમ દીવાના પ્રકાશથી પ્રકટ થયેલ પદાર્થના સમૂહનું જ્ઞાન સમજુ—જ્ઞાનીઓ કરે છે, તેમાં દીવાના પ્રકાશનું મહત્ત્વ ગણે છે; તો પછી હે પ્રભુ! જગતના સૂક્ષ્મ—અતીન્દ્રિય પદાર્થોનું પણ સ્વરૂપ જણાવનાર તમારી વાણીને લોકાલોક-પ્રકાશક તરીકે મહત્વ-પૂર્ણ કેમ ન ગણાય?

सावद्यमार्गाधिकृतो नगणां बन्धो भवत्यंहस उद्धनस्य ।
वैराग्यमार्गाद्विगतोऽपि किं त्वं च कर्म बध्नामि भवप्रवाहि ॥

સામાન્યથી જગતના જીવો સાવદ્યમાર્ગની આચરણાથી તીવ્ર પાપનો બંધ કરે છે, પણ હે પરમાત્મન્! તમે તો વૈરાગ્યની પરાકાષ્ઠાએ પહોંચેલ સાવદ્ય પ્રવૃત્તિથી દૂર થયેલ છતાં ભવોપગ્રાહી કર્મ—અઘાતી કર્મ (બે સમયની સ્થિતિનું-શી રીતે બાંધો છો? એ આશ્ચર્યની વાત છે!!!

भोगाः परेषामघबन्धनाय किं तं तु ते कर्मविनाशनाय ।
क्षय्याणि भोगैरिति बोधकस्त्वं कर्माद्रिभेदैकपवित्वमाद्याः ॥

સંસારના પદાર્થોનો ભોગવટો સંસારી જીવોને પાપકર્મનો બંધ કરાવે છે, પણ ભોગાવલી કર્મને ભોગવી લેવાની આપની મનોવૃત્તિથી ભોગવાતા ભોગો પણ નિર્જરા માટે નિવડે છે. એમ કેમ? ખરેખર કર્મરૂપ પર્વતને તોડવા માટે વજ્ર જેવા આપના ઉત્કૃષ્ટ અધ્યવસાયોનું આ બળ લાગે છે.

सेवा सदा सुखकरी जिन! सेव्यवर्गे,
त्वां देव! देवगण एष हृदा सदैव ।
आगत्य सेवत उदस्तपरोपतापं;
नात्रास्ति सौख्यमुभयेऽपि यतोऽत्र जीतम् ॥

હે પ્રભુ! સેવા કરનારાઓને હંમેશાં સેવા સુખાકારી નીવડે છે, આમ છતાં બધા દેવો હૈયાના ઉલ્લાસપૂર્વક આપની સેવામાં

બીજાના તાપને દૂર કરનારી અપૂર્વ સેવા કરે છે, તેમાં આપને કે તેઓને દેખીતું ફળ કંઈ નથી, હકીકતમાં તેઓ માત્ર જીતકલ્પ—આચારની મર્યાદાએ પોતાની ફરજ બજાવે છે.

कल्याणकादिमहिमा प्रातिहार्याष्टकादिसेवा च।
तव न सुराणां सुखदा विफला चेद्धर्ममहिमा नो॥

હે પરમાત્મા! પાંચકલ્યાણકોનો મહોત્સવ તથા આઠ પ્રાતિહાર્યાદિ શોભા આપને કે દેવોને કંઈ સુખ આપનારી નથી, પણ તે ધર્મનો મહિમા—પ્રભાવ છે, તેમ ન હોત તો તે બધું નિષ્ફળ ગણાત!!!

भक्त्या प्रसन्ना भवथाथ किं सुरा न वः सुखायार्हत आश्रिता सा।
नाप्यर्हतः सा सुखसाधनाय धर्मस्य महिमा किलि हेतुरत्र॥

આપ ભક્તિથી પ્રસન્ન થાઓ છો? તો આપને આશ્રયીને રહેલ દેવો પર શું આપ પ્રસન્ન થાઓ છો? ના! તેઓ તો માત્ર ફરજ રૂપેજ આપની સેવા કશી અપેક્ષા વિના કરે છે. અને તે સેવા આપના સુખ માટે પણ નથી, ખરેખર ધર્મનો મહિમા જ આમાં કારણ રૂપ છે.



પૂ. આગમવ્યાખ્યાતા પ્રૌઢ પ્રતિભાશાળી
પૂ. આગમોદ્ધારક આચાર્યદેવશ્રીએ
રચેલ ગૂર્જર પદ્યસાહિત્યમાંથી
ર...સ...સા...મ...ગ્રી...

सदा नमस्ते जिन! हेमकान्ते!,
विद्योतिताऽसंख्यदिवाकराधिक! (नेशराशि.) १
चंद्रा असंख्या भुवि भासितास्त्वया;
निरस्य सन्तत्वमतिं परेषाम् ॥ १ ॥

चिन्नं परं सन्नमता त्वया विभो!,
स्वस्मिन्नधार्यन्तवरावली या।
दृष्ट्वा विचित्रां कृतिमाप्तवर्य;
तवोक्तिमुग्धो ननु केन लोकः? ॥ २ ॥

औदारिकाङ्गानुभावो यदत्रा-
नाऽऽहारकं खिद्यति नत्तवाऽपि।
कथं तवोक्तिश्रवणोत्कभावाः;
क्षुत्तृट्श्रमन् 'वेत्ति' जनो न विद्वान् ॥ ३ ॥

## મોહવિજય

卐 જેમ-જેમ વીતરાગ પરમાત્માની આજ્ઞા પ્રત્યેનું બહુમાન વધતું જાય છે તેમ તેમ રાગાદિ અનાદિમળની આત્મા ઉપરની પકડ ઓછી થતી જાય છે.

卐 જેમ જેમ જિનાજ્ઞાનુસારી સત્ક્રિયાઓ શુભ ભાવની ઉત્કટતાપૂર્વક થાય છે. તેમ તેમ રાગાદિ મળ આત્માથી અલગ પડતા જાય છે.

卐 રાગાદિ મળના અલગ પડવાથી પાપનો ક્ષય થવા દ્વારા નિર્મળ—આત્મસ્વરૂપ પ્રાપ્ત થાય છે.

## ॥ श्री अजितजिन–चैत्यवंदन ॥

नामं नामं सार्वं विश्वं,
कुर्वे ज्ञातिं सत्पुण्याद्व्यां ।
नान्यैस्तीर्थैस्ते मुद्रेयं;
स्वप्नेऽप्यात्ताऽहो वृक्षेमा ॥ १ ॥

हस्त्यङ्कां ते दृष्ट्वा मूर्तिं,
पश्येद्यः स्वं रूपं स्वस्मिन् ।
सून्मूलाः स्युः कामक्रोधा;
वृक्षा यद्वन्नागैर्यत्तैः ॥ २ ॥

विश्वोत्तंसे तारंगे ते,
मुर्तिं राजर्षिर्यां चक्रे ।
तां नत्वा मे सारं जन्म
जज्ञे मोदाद्वैताऽवाप्तेः ॥ ३ ॥

## અમોઘ શસ્ત્ર

- જે અતિ તીક્ષ્ણ દુઃખો છે તે કષાયની વૃદ્ધિના કારણે થયેલ છે.
- જે ત્રણ લોકમાં ઉત્તમ સુખ છે તે કષાયના ક્ષયના કારણે છે.
- કષાયો જે નુકશાન કરે છે તે શત્રુ, રોગ કે વાઘ–સિંહ કરી શકતા નથી.
- આ કષાયોનો વિજય કરવા માટેનું વીતરાગની આજ્ઞાનું પાલન તે અમોઘ શસ્ત્ર છે.

## શ્રી સિદ્ધગિરિરાજ મંડન
### આદીશ્વર ભગવાન સ્તવન

(રાગ–ભજ જિનચંદા ભજ જિનચંદા....
ગુણ મણિ રોહણ ભજ જિનચંદા)
ઋષભજિણંદ ભજ ! ઋષભજિણંદ ભજ !
જગતઉદ્ધારક અચલ અમલ ભજ, ઋષભજિણંદ ભજ....૨

શત્રુંજય તીરથ શણગારા, નાભિ નરિંદ કુલવિધુ અવતારા;
મરૂદેવા ઉર માનસહંસા, યોગીશ્વર કરતા જશ સંસા....
ઋષભ....૧

શ્રમણ નિકટ સાથ લીધો નિજ સાથે; સેવ્યો ન વર્ષ સુધી નિજ હાથે,
શ્રમણધરમ સુણતાં ગુણરાગી, અનહદ ઘૃત દઈ હુઆ વડ ભાગી
....ઋષભ....૨

સ્થાનક વીશ આરાધી અરિહા, તીર્થંકર પદ પામ્યા શુભ ઈહા;
સાગર અડદશ કોડાકોડી, ધર્મ વિચ્છેદ દીયો તે જોડી,
ઋષભ....૩

વંશ થાપન તુજ સુરપત્તિ કરતા, શિશુપાલન અપ્સરવૃંદ ધરતા....
ભોજન પ્રભુને સુર કુરૂફલથી, ગૃહસ્થપણે સુર આવે કળથી
ઋષભ....૪

નીતિ નૃપ યતિ ધર્મ બતાયા, દાન ધર્મ જગમેં સુખદાયા;
વત્સર સહસેં કેવલ પાયા, નિજ માતાને ભેટ અપાયા,
ઋષભ–૫

ગણધર પદ થાપ્યા નિજપોતા, પાટ અસંખ્ય કિયા અઘ ધોતા,
તીરથ મહિમા વર્ધન કાજે, ગણિવરને થાપ્યા ગિરિરાજે,
ઋષભ....૬

સહુ પરિવારે કેવલ લીધું, પણ કોડી મુનિ કારજ સીધું;
પાવન પુરૂષે અન્ય તીરથજગ, નર પાવન એ તીર્થ અબલગ,
ઋષભ....૭

પાવન જનમ થયો મુજ; તુમ દર્શન લહી સીધાં કાજ;
ટાલો જનમ જનમના ફેરા, ફેડો ભવ બંધન મુજ કેરા,
ઋષભ....૮

હોજો જિનપતિ તુજ પરભાવે, દેવ-ગુરૂ ધરમ સુભાવે;
નવિ પામું શિવપદ તુજ સેવે, તબ લગ એહ **આનંદ** રસ લેવે,
ઋષભ....૯

## શ્રી આદીશ્વર ભગવાન સ્તવન

રાગ. પ્રથમ જિનેશ્વર પ્રણમીયે

આદીશ્વર જિન સેવીયે, મરૂદેવા ઉર હંસ,
નાભિ નરેસર વંશ, નભોતલ હંસ જે, ભવિકમલાકર હંસ....૧.
જે રયણી અરિહંતજી, આવે જનની કૂખ;
ચઉદહસુપન લહે, નિર્મલ તેજ દિવાકર, માતા દેખે ગત દુઃખ....૨.
સ્વપ્નપાઠક નહિ તે સમે, જે કહે સ્વપ્નનો લાભ;
નાભિ કહે મરૂદેવાને, સ્વપ્ન ફલો તદા, થાય જિન એહ લાભ....૩.
માય પાસે આવી ઈંદ્રજી, કહે જિન જનમ ઉદાર;
ફાગણ વદ આઠમ દિને, જન્મ લહે પ્રભુ, ભુવનમાં જય જયકાર....૪.
ઈંદ્ર થાપે જિનવંશને, સો શિલ્પ કર્મ ચોસઠ;
જન હિતે શતપુત્રને, રાજ્ય ભળાવીને, દાન વરસ ઉક્કિઠું....૫.
રાજ્ય કરી શુભમાર્ગનો, રાહ કરી જિનચંદ;
કોડા કોડ અઢાર, સાગરનું ટાળતા, અંતર **આનંદ** સ્યંદ....૬.

— × —



[આ વિભાગમાં સુગૃહિતનામધેય બહુશ્રુતસૂરિપુરંદર, આગમ-વ્યાખ્યાતા, ગૂઢ તત્ત્વ વિવેચક, આગમ મંદિર સંસ્થાપક, ધ્યાનસ્થ સ્વર્ગત પૂ૦ **આગમોદ્ધારક આચાર્યદેવશ્રીએ** વાચના-વ્યાખ્યાન દરમ્યાન અગર છુટક પ્રશ્નોત્તર રૂપે અનેક તાત્ત્વિક ગૂઢસ્થળોના માર્મિક ખુલાસા પ્રસંગે પ્રસંગે તત્ત્વબોધક શૈલિએ કર્યા છે, તેમાંથી થોડી સામગ્રી દરવખતે અપાય છે.

આ વખતે અહિં 'શ્રીપંચાશકગ્રંથ' (૪ થા અને ૫મા પંચાશકને લગતા પ્રશ્નોત્તરો વર્ષ ૧ થી ૩માં આવેલ, તેના અનુસંધાનમાં ત્રીજા પંચાશક (ગા૦ ૩૭ પછી) ના અપૂર્ણ મળેલા લખાણમાંથી ઉપલબ્ધ થયેલ પ્રશ્નોત્તરો રજુ કરાય છે-

આ લખાણ સ્વ. પૂ. આ. શ્રી **ચંદ્રસાગર સૂરીશ્વરજી જૈન જ્ઞાનમંદિરના** મુખ્ય કાર્યવાહક શ્રી **કુંદનલાલ મારુ** હસ્તે પૂ. મુનિશ્રી **અભ્યુદયસાગરજી** મ૦ની પ્રેરણાથી જુના લખાણના બંડલમાંથી વેર-વિખેર સ્થિતિમાં અપૂર્ણ મળી આવેલ કેટલાક પ્રશ્નોત્તરો જિજ્ઞાસુ વાચકોના હિતાર્થે રજુ કરેલ છે.

લખાણની અપૂર્ણતાના કારણે વિષયની સમજુતિ સ્પષ્ટ નથી થઈ, તેમ છતાં પૂ. **આગમોદ્ધારકશ્રીની** તાત્ત્વિકદષ્ટિના પરિચયના શુભ ઉદ્દેશ્યથી રજુ કર્યા છે. સં. ]

ગા. ૩૭ **तं पुण** કહીને જણાવે છે તે છેલ્લા બે ભાંગા અનર્થને દેવાવાલા હોવાથી અનુપયોગી સમજી અહિં લીધા નથી અને જ્યાં લીધા હોય ત્યાં શાસ્ત્રાનુસારે જીવવિષય સમજવા, કારણ-કે ઠગાઈ માત્ર ચેતનવાલો જ કરી શકે છે, જડથી ઠગાઈ થઈ શકતી નથી.

ગા. ૪૨ (પૃ. ૧૧૨ પં૦ ૮) **પ્રશ્ન. ૫૯**

**ननु अर्हद्वन्दनेतीयं. इत्यादिना**

છેલ્લા બે ભાંગાવાલા જીવોની વંદના, કે જે અનર્થ ફલવાવાલી જણાવી તે વંદના કોને હોય ?

તેના સમાધાનમાં કહ્યું છે કે મિથ્યાત્વથી હણાયેલી બુદ્ધિ છે જેની અને સંકલેશ બહુલ છે જેને અથવા કિલષ્ટ સત્વવાલા જીવોને તેવી વંદના પ્રાયે હોય છે.

પ્રાયિ- કહેવાનું કારણ કદાચિત્ અસંકિલષ્ટ એવા જીવોને પણ અનુપયોગ દશામાં ઘટે-એ જણાવવા માટે છે, જ્યારે બીજી વખત પ્રાય. શબ્દને કેટલાકોને સુગતિ ફલવાળી ભાવવંદનાની હેતુભૂત દ્રવ્યવંદના પણ જણાવવા માટે છે, છતાં પણ દુષમાકાલે કુદેવ આદિ પ્રયોજનવાલી વંદના દુર્ગતિ ફલવાવાલી છે.

અહિં કેટલાક આચાર્યો આ છેલ્લા બે પ્રકારના જીવોથી કરાતી વંદનાને ફક્ત લૌકિક વંદના માને છે, પરંતુ લોકોત્તર વંદના માનતા નથી, ત્યારે વાદી શંકા કરે છે કે-આ બે ભાંગાવાલા જીવો શિવ-શંકરને વંદના કરે તો લૌકિક વંદના કહો, પરંતુ તીર્થં-કરને વંદના કરે તો લૌકિક વંદના કેમ ? લોકોત્તર વંદના કેમ નહિં ?

**ઉત્તર. ૫૯**

છેલ્લા બે ભાંગાવાલા જીવો તીર્થંકરને જે વંદના કરે છે તે ફક્ત નામથી છે, પણ ફલથી નથી, એમ શાથી સમજવું ? તો જણાવે છે કે-લૌકિક વંદનાનું જે સાધ્ય ફલ તેજ ફલ મલે છે, પણ જિન-વંદનાનું સાધ્ય-મોક્ષ ફલ મલતું નથી

અથવા લૌકિક વંદનાથી જે કંઈ ફલ મલે તેના કરતાં જિનેશ્વરને કરાતી આ વંદનામાં જરા પણ અધિક ફલ મલતું ન હોવાથી શ્રીજિનેશ્વર દેવને છેલ્લા ભાંગાવાલાની કરાતી વંદનાને લૌકિક વંદના કહે છે.

પ્રશ્ન. ૬૦

પહેલા બે ભાંગાવાલા જીવોથી કરાતી વંદના કે જે વંદના (પરમપદ) મોક્ષના બીજભૂત છે, તે વંદના જે અભવ્યો તો શું? પણ સર્વ ભવ્યજીવો પણ પામી શકતા નથી, તો પછી તેવા પ્રકારની વંદના કોણ પામી શકે?

ઉત્તર-૬૦.

તેવા પ્રકારની વંદના કે જે મોક્ષના બીજભૂત છે તે વંદનાની જે વિધિપૂર્વક સેવના કરે છે અથવા તે વંદના અને વંદનાની વિધિની શ્રદ્ધા કરે છે; એટલું જ નહિ પણ જેઓ તે વંદના અને વંદનાની વિધિનો દ્વેષ નથી કરતા, એવા આસન્ન-ભવ્યો પામી શકે છે.

તે માટે સાક્ષી રૂપે જણાવે છે કે—

ક્લિષ્ટ-કર્મોનો ક્ષયોપશમ પ્રાપ્ત કર્યો છે એવા જીવોને વંદનાના સમ્યક્ વિધાનમાં મત્સર નથી, એટલે માધ્યસ્થ ભાવ છે—એવા આસન્નભવ્યો પણ તે વંદનાના અધિકારી છે, તો પછી તેવા પ્રકારની વંદનાનો આદર કરનાર ને શ્રદ્ધા કરનાર અધિકારી હોય તેમાં તો કહેવું જ શું?

એમ શાથી જાણવું? તો કહે છે કે-ક્લિષ્ટ કર્મવાલા જીવોને પ્રભુમાર્ગ પ્રત્યે મધ્યસ્થ ભાવ પણ હોતો નથી, અને દૃષ્ટાંતમાં જણાવે છે કે-ક્લિષ્ટ કર્મના ઉદયથી ક્ષુદ્ર સત્વવાલા જીવો રૂપ હરિણીઓને વિધિમાર્ગની પ્રરૂપણા રૂપ શુદ્ધ ઉપદેશ કેશરિસિંહના શબ્દતુલ્ય ત્રાસ ઉપજાવનાર બને છે—અર્થાત્ તે ઉપદેશ અનર્થકારી લાગે છે.

**પ્રશ્ન-૬૧.** (પૃ. ૧૧૭ પં-૩-૪)

જેવી રીતે **વિધિ જોતાં કલિયુગમાં, હોવે તીરથનો ઉચ્છેદ",**

એવું બોલવાવાલાને **યોગવિંશિકાની** ભલામણ આપી છે,

તેમ અહિં પણ ત્રીજા પંચાશકનો ઉપસંહાર કરતાં **कुग्गहविरह** એમ. લખીને દુષમકાલને વિષે પણ અવિધિ ત્યાગનો ને વિધિના આદરનો ઉપદેશ આપ્યો છે.

અહિં કેટલાક આચાર્યોનો એવો મત છે કે-**જીવાભિગમ** આદિ ગ્રંથોને વિષે શક્રસ્તવ માત્ર જ વંદના તરીકે શ્રાવકને યોગ્ય છે, કારણ કે **જીવાભિગમમાં** વિજયદેવ, **રાયપસેણીમાં** સૂરિયાભદેવ, **જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિમાં ઈન્દ્ર અને જ્ઞાતાસૂત્રમાં** દ્રૌપદીએ ૧૦૮ શ્લોકોવાલા સ્તોત્રોએ યુક્ત શક્રસ્તવ વડે વંદના કરી સંભળાય છે.

**आचरितप्रामाण्यात्** એટલે એક બાજુ આચરણાનું પ્રામાણ્ય છે જ્યારે બીજી બાજુ ગણધરાદિકૃત સૂત્રોને વિષે શક્રસ્તવ કરનાં અધિક વંદના વિધાન જણાતું નથી, તો શ્રાવકને વંદનામાં શક્રસ્તવ જ માનવું કે શું ?

**ઉત્તર. ૬૧**

જે તમોએ કહ્યું કે—આચરણાનું પ્રામાણ્ય છે, તે વાત અયોગ્ય છે કારણ કે **જીવાભિગમ** આદિ સૂત્રોમાં વિજયદેવ આદિનો અધિકાર કેવલ ચરિતાનુવાદ માત્ર જ છે, એટલા માત્રથી કથન કરેલી ચૈત્યવંદનાની વિધિનો ઉચ્છેદ કરવો શક્ય નથી

કારણ કે તે ચરિત્રવાલા અવિરતિઓ છે, ને પ્રમાદવાલા હોવાથી ભલે શક્રસ્તવથી વંદના કરે, પરંતુ તે સિવાયના વિશેષ અપ્રમાદીને વિશેષ ભક્તિવાલાને ઉપર મુજબ વિધિ હોય તેમાં દોષ નથી, અને

જો ચરિતાનુવાદનું આલંબન લઈ પ્રવૃત્તિ કરશો તો બીજું ઘણું પણ કર્તવ્ય તરીકે અંગીકાર કરવું પડશે.

વળી તમોએ જે કહ્યુ કે—ગણધરાદિ-કૃત શાસ્ત્રોમાં શક્રસ્તવ કરતાં અધિક વિધાન નથી, તે વાત પણ અયોગ્ય છે.

**વ્યહવારભાષ્યાદિમાં** તેથી અધિક વિધાન છે.

કદાચ એમ કહો કે—એ સૂત્ર સાધુની અપેક્ષા એ છે, તો તે વાત પણ અયોગ્ય છે, કારણકે દર્શન શુદ્ધિ તો સાધુ અને શ્રાવક બંનેને કર્તવ્ય તરીકે છે.

જ્યારે ચૈત્યવંદના તો દર્શનશુદ્ધિનું કારણ છે, સાથે-સાથે સંવેગાદિનું કારણ અશઠપુરૂષોથી આચરણ કરાયેલી હોવાથી જીત લક્ષણ પણ અહિં ઘટે છે અને ચૈત્યવંદન ભાષ્યકારોએ પણ એ વિધિનું સમર્થન કરેલું છે, માટે વિધિનું અધિકપણું અયોગ્ય નથી.

એમ ન કહેવું કે **ભાષ્યકાર** આદિનાં વચનો પ્રમાણભૂત નથી, નહિંતર આગમનું સર્વથા અજાણપણું આવી જશે.

વળી આવશ્યકમાં ચૈત્યવંદન કહેલું છે, એટલે આવશ્યકની અનુજ્ઞાએ ચૈત્યવંદનની અનુજ્ઞા આવી જાય છે, બસ વિસ્તારથી સર્યું.

## આગમ-જ્યોતમાં ભેટ રકમ આપનારની નામાવલિ

૭૧-૦૦ પારી વૃજલાલ હરીભાઈ શ્રાવિકા ઉપાશ્રય કપડવંજ પૂ. સા. શ્રી વિચક્ષણાશ્રીજીના ઉપદેશથી.

૫૧-૦૦ શ્રી નવાપુરા સુરત જ્ઞાનખાતેથી સા. શ્રી સુલક્ષણાશ્રીજીના ઉપદેશથી.

૫૧-૦૦ શ્રી શાંતિનાથ દેરાસર ટ્રસ્ટ સુરત પૂ. મુનિરાજ શ્રી દીપસાગરજી મ. ના ઉપદેશથી.

## આગમ જ્યોત સ્થાયી ફંડમાં લાભ લેનાર ભાગ્યશાળીઓની

# નામાવલિ

૧૯૪૨-૨૫ પૂ. મુનિરાજ શ્રીનિરૂપમસાગરજી મહારાજના ઉપદેશથી રતલામ જૈનસંઘના જ્ઞાન ખાતેથી ૫૦૧ તથા જૂદી જૂદી વ્યક્તિઓ તરફથી.

૧૬૮૮-૦૦ ઉંઝા જૈન સંઘ તરફથી પૂ. ઉપાધ્યાય શ્રી દર્શનસાગરજી મ. ના શિષ્યરત્ન પૂ. મુનિરત્ન શ્રી મહાયશસાગરજી મ. ના ઉપદેશથી.

૬૦૦-૦૦ પૂજ્ય આચાર્યદેવશ્રી દેવેન્દ્રસાગર સૂરીશ્વરજી મહારાજાના ઉપદેશથી અમદાવાદના ૬ શ્રાવકો તરફથી.

૧૦૧-૦૦ શેઠ અશોકચંદ્ર છોટાલાલ તરફથી.

૧૦૧-૦૦ શાહ શાંતિલાલ વર્ધમાનની પેઢી પાલેજ તરફથી. પૂ. સાધ્વીશ્રી સ્નેહપ્રભાજી તથા પૂ. સા. શ્રી ચંદ્રગુપ્તાશ્રીના ઉપદેશથી.

૫૦૧-૦૦ પૂજ્ય ગણિવર્ય શ્રી લબ્ધિવિજયજી મહારાજ સાહેબના ઉપદેશથી, મોરબી જૈન સંઘ તરફથી,

૨૦૨-૦૦ પૂ. સા. શ્રી પદ્મલત્તાશ્રીજીના ઉપદેશથી. મુંબઈ

૧૦૧-૦૦ આકોલા જૈનસંઘ તરફથી, પૂ. સા. શ્રી સુયશાશ્રીજીના ઉપદેશથી.

૧૮૭-૦૦ શ્રી જૈન સંઘ રાણપુર

૨૦૧-૦૦ શ્રી ચંદ્રકાન્ત રાયચંદ શાહ (ચાણસ્માવાલા) હાલ ભીવન્ડી (મુંબઈ) તરફથી.

૧૦૧-૦૦ શ્રી માણેકલાલ પૂંજાલાલ તરફથી. પૂ. સા. શ્રી મૃગેન્દ્રશ્રીજી મ. ની પ્રેરણાથી

૧૦૧-૦૦ પુનાવાલા બેન તથા બીજી બહેનો તરફથી પૂ. સા. શ્રી મૃગેન્દ્રશ્રીજીની પ્રેરણાથી

૧૦૧-૦૦ ઝવેરચંદ મોતીચંદ નવસારી પૂ. સા. શ્રી મોક્ષરતા-શ્રીજીના ઉપદેશથી

૧૦૧-૦૦ એક સદ્ગૃહસ્થ તરફથી સાયલા પૂ. સા. શ્રી મણિશ્રીજી મ. તથા પૂ. સા. શ્રી હર્ષપ્રભાશ્રીજી મ. ના ઉપદેશથી

૧૦૧-૦૦ એક સદ્ગૃહસ્થ રાજકોટ, પૂ. સા. શ્રી સુતારાશ્રીજી મ.ની પ્રેરણાથી તથા પૂ. તત્વબોધશ્રીજીના ઉપદેશથી

૧૦૦૧-૦૦ શ્રી ઘાટકોપર જૈન સંઘ તરફથી. પૂ. મુનિપ્રવર શ્રી અભ્યુદયસાગરજી મ. તથા પૂ. મુનિરત્ન શ્રી નવરત્ન સાગરજી મ. ના ઉપદેશથી.

૧૦૦-૦૦ ફકીરચંદ નેમચંદ ટ્રસ્ટ સુરત

૧૦૧-૦૦ વીરચંદ ફૂલચંદ મહેસાણા

૫૦૧-૦૦ જૈન સોસાયટી સંઘ, અમદાવાદ. પૂ. સા. શ્રી લાવણ્ય-શ્રીજીના ઉપદેશથી.

૧૦૧-૦૦ બીલીમોરા જૈન સંઘ તરફથી પૂ. મુનિશ્રી ગૌતમ સાગરજી મ. તથા પૂ. મુનિશ્રી મિત્રાનંદ સાગરજી મહારાજના ઉપદેશથી.

૧૦૦-૦૦ જૈન શ્વે. મૂ. સંઘ નંદરબાર

૧૦૧-૦૦ જૈન સંઘ જમાલપુર પૂ. સા. શ્રી યશોધરાશ્રીજીના ઉપદેશથી

૧૦૧-૦૦ ખાનપુર જૈન સંઘ અમદાવાદ, પૂ. સા. શ્રી રેવતીશ્રીજીના ઉપદેશથી.

૧૦૧-૦૦ ભવાનીપુર મૂર્તિપૂજક જૈન સંઘ કલકત્તા

૧૦૧-૦૦ રાણપુર જૈન સંઘ તરફથી

૨૦૧-૦૦ વીશાપોરવાડ મારવાડી જૈન પંચ વેજલપુર (ભરૂચ) પૂ. મુનિરાજ શ્રી નિત્યવર્ધન સાગરજી મ. ના ઉપદેશથી

૧૦૦-૦૦ શાંતીલાલ રાયચંદ સુરત પૂ. મુનિરાજ શ્રી અમીસાગરજી મ.ના ઉપદેશથી.

૧૦૦-૦૦ જૈન સંઘ મૂળી

૧૦૦-૦૦ શાંતિનાથજી જૈન દહેરાસર મુંબઈ

૧૦૧-૦૦ છાપરિયા શેરીના ઉપાશ્રયની બહેનો તરફથી પૂ. સા. શ્રી. મૃગેન્દ્રશ્રીજીના ઉપદેશથી

૧૦૧-૦૦ ઉસ્માનપુરા જૈનસંઘ અમદાવાદ પ. પૂ. શ્રી દોલત-સાગરજી મ. ના ઉપદેશથી

૨૦૦-૦૦ સાગર જૈન ઉપાશ્રય પાટણ

૧૦૦-૦૦ પાનાચંદ વૃજલાલ જૈન પેઢી કપડવંજ, પૂં. પં. શ્રી ચિદાનંદ સાગરજી મ. ના ઉપદેશથી

૨૫૧-૦૦ શ્રી ભુજ જૈન સંઘ પૂ. આ. શ્રી પ્રસન્નચંદ્રસૂરીશ્વરજી મહારાજના ઉપદેશથી

૧૦૧-૦૦ શ્રી કચ્છ-ભૂજ જૈનસંઘ પૂ. મુનિરાજ શ્રી ચંદ્રશેખર સાગરજી મ. ના ઉપદેશથી

૫૦૦-૦૦ ગોવાલિયા ટેંક જૈન સંઘ તરફથી. મુંબઈ પૂ ગણિવર્ય શ્રી પદ્મસાગરજી મ. ના ઉપદેશથી.

૧૦૧-૦૦ શ્રી રમણલાલ ન્હાલચંદ કપડવંજ પારણા નિમિત્તે.

૧૦૦-૦૦ દેવકરણ મેન્શન જ્ઞાન ખાતેથી. પૂ. મુનિરાજ શ્રી પ્રમોદ-સાગરજી મ. ના ઉપદેશથી.

૨૫૦-૦૦ શ્રી વાવ જૈનસંઘ પૂ. મુનિરત્ન શ્રી નરદેવસાગરજી મ. ના ઉપદેશથી.

૧૦૦-૦૦ સુરત-વડાચૌટા ઉપાશ્રયની બહેનો તરફથી.

૧૦૧-૦૦ વડાચૌટા જૈન ઉપાશ્રય સુરત, ચૌસઠ પહોરી પૌષધ-વાળાની ભક્તિ કરનાર શ્રાવકો તરફથી.

